**SAHITYASETU**

**ISSN: 2249-2372**

**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

## Index - અનુક્રમણિકા

---

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

## Editorial – સંપાદકીય

જોતજોતાંમાં સાહિત્યસેતુનો ચોથો અંક આપ વાંચી રહ્યાં છો. કવિતા, વાર્તા, વિવેચન, અને આત્મચરિત્રાત્મક લેખો દ્વારા આપ સાથે નાતો રચાયો છે. અત્યારે ગુજરાતમાં સાહિત્યક્ષેત્રે બહુ ઉત્સાહપૂર્ણ વાતાવરણ નથી. સારી નવલકથા પ્રગટ થયાને વર્ષો થયા. વાર્તાઓ પણ છેલ્લા દાયકામાં કુણ્ઠિત થતી અનુભવાઈ છે. કવિતાઓમાં અછાંદસ અને કંઈક અંશે ગઝલ મુખ્યત્વે મોટા પાયે ઉત્પાદિત થાય છે. એમાંથી વાળીચોળીને કરવામાં આવતા સંપાદનો પર નજર નાંખીએ ત્યારે સંપાદકો દ્વારા પણ બહુ આશાસ્પદ ઉદગાર નીકળતા નથી. અનુઆધુનિક– સંજ્ઞાને મારી મચડીને છેલ્લા ત્રણ દાયકાના સાહિત્ય પર લાદવાના પ્રયાસો થઈ રહ્યાં છે. પણ એમાંય હજી સર્વમાન્ય કશુંય ચિત્ર નીપજતું નથી. માર્જિલન વિષયો અત્યારે કેન્દ્રમાં આવ્યા હોવા સીવાય ખાસ કશી વિશેષ અને વિશિષ્ટ ગણી શકીએ એવી લાક્ષણિકતા ઉભરી આવી નથી. સીવાય કે આધુનિક ગાળાથી જ શરુ થયેલી વાચકોની ઉદાસીનતા વધતી ચાલી છે.

લેખકો અને કલાજગત સાથે સંકળાયેલા સૌ માટે ચિન્તાપ્રેરક વાતાવરણ છે. કવિસંમેલનો, સેમિનાર, વાર્તાવાચન, વ્યાખ્યાનો આદિની સંખ્યા પ્રમાણમાં વધી છે. કેમકે, સગવડો વધી છે, વિવિધ સંસ્થાઓની ગ્રાન્ટ અને હળવું–મળવું સહેલું થયું હોવા ઉપરાન્ત એક આબોહવા રચવાની મન્છા પણ આ બધું કરાવે છે. તેમ છતાં એમાં લેખકો, અધ્યાપકો, એવા જ લેખક બનતા રહી ગયેલા શ્રોતાઓ, કંઈક ગણીએ તો વિદ્યાર્થીઓ અને નિવૃત્ત થઈને પ્રવૃત્તિ શોધતાં વયસ્કોને બાદ કરતાં આ બધાં સમારંભોમાં ખરેખર સમાજને કેટલી નિસ્બત છે તે શોધવાનો વિષય છે. ખરેખર કોઈએ સાચી રીતે સર્વે કરવા જેવો છે.

આવી જ હાલત યુનિવર્સિટીઓમાં પણ થઈ છે. વ્યવસાયિક શિક્ષણને બાદ કરતાં બાકીની બધી જ શાખાઓમાં વૈશાખી વંટોળિયા ઊડે છે. સાહિત્ય, ફિલોસોફી, ઈતિહાસ, માનસશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, ભૂગોળ, ગણિત જેવા વિષયોની હાલત દયાજનક બની રહી છે. જે એમાંથી રોજીરોટી કમાય છે એ સીવાયનાને એની ચિન્તા કરવા જેવી બાબત પણ જણાતી નથી. યુનિવર્સિટીઓનું વ્યપારીકરણ હવેના સમાજને કઈ દિશામાં દોરી જશે એ ભગવાન જાણે.

અતિ જનસંખ્યા, શહેરીકરણની ગતિ, ભૈતિક સગવડો પાછળની દોડ, મોંઘવારી, નીતિ–મૂલ્યોમાંથી સાવ ગુમાવી દીધેલી શ્રદ્ધા અને નિરંકુશ પ્રજા તથા એવું જ દિશાહિન, અતંત્રતાભર્યું રાજ્યતંત્ર – જાણે શતમુખ પતનનો ગાળો શરુ થયો છે. ગતિ આનંદનો અનુભવ કરાવે છે, પણ એ કઈ તરફની ગતિ છે એ પણ એટલી જ અગત્યની બાબત છે. આજે સૌ– ભારત જ નહીં, સમગ્ર વિશ્વ જાણે કશીક પતનોન્મુખ ગતિમાં મુકાઈ ગયું છે. જીવ અને જીવન માત્ર કોઈપણ વ્યવસ્થાના કેન્દ્રમાં હોવું ઘટે – એના બદલે જાતભાતના હિતો, વ્યવસ્થાઓ, વાડાઓ, વાદો અને વિચારો કેન્દ્રમાં આવતા જાય છે. એના પરિણામે

અન્ય જીવોનું તો ક્યાં જોવું...? માનવ પોતે જ હાંસિયામાં ધકેલાઈ ગયો છે. જીવન જીવવું – નો અર્થ જ હવે બદલાઈ રહ્યો છે.

ખેર, મૂળ વાત પર આવીએ.

સાહિત્યસેતુમાં કેટલાક બદલાવ કરવાની યોજના છે. ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીભાષા સાથે સંકળાયેલા સૌ વાચક મિત્રોને આમંત્રિત કરીએ છીએ નિયમિત લેખન અભિવ્યક્તિ માટે. આપ ઈચ્છો તો વિવિધ વિષયો પર ખાસ કરીને જીવન–કલાઓ અન સમાજ અને શિક્ષણને કેન્દ્રમાં રાખીને ચર્ચા–મંચ ઊભો કરીએ. આપના મંતવ્યો જણાવો, આપ કોઈ સરસ રચના વાંચો કે અન્યને વંચાવવા માંગતા હો તો એના વિશે એકાદ પૅરેગ્રાફ જેટલો ટૂંકો આસ્વાદ અમને મોકલો, એ રચનાનું પ્રાપ્તિસ્થાન, કિંમત, પ્રકાશન વર્ષ, લેખકનો ટૂંકો પરિચય પણ એમાં મોકલવો. જેથી અમે એ માહિતીને સાહિત્યસેતુમાં પ્રગટ કરીને બહોળા વાચક વર્ગ સુધી લઈ જવાનો પ્રયાસ કરીશુ.

વિદેશોમાં વસતા મિત્રો ધીમે ધીમે સાહિત્યસેતુથી માહિતગાર થઈ રહ્યાં છે, એ માટે વાચક મિત્રો સાહિત્યસેતુની લિન્ક એક–બીજાને મોકલી રહ્યાં છે એ વાતનો આનંદ છે. સાથો સાથ લેખો, રચનાઓ, સરસ ચિત્રો, કોઈ નવીન સમાચારો, કોઈ કલાકાર–કવિ–લેખકનો પરિચય, આપના દેશમાં બનતી સાહિત્યિક ઘટનાઓ પણ આપ અમને મોકલશો. આવો, માહિતીનો વિસ્તાર કરીએ અને દરેક સારી રચનાને એના વાચક સુધી પહોંચાડીએ ને એમ આપણા આનંદની વિસ્તારીએ...

આભાર

---

**ડૉ. નરેશ શુક્લ**

**મુખ્ય સંપાદક**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

# ગઝલ : અનિરૂદ્ધસિંહ ગોહિલ

---

યાદ એની આવશે, તો?
એક આંધી લાવશે, તો?
ફૂલ થૈને આવશે, તો?
જાત ને મ્હેકાવશે, તો?
પાસ એ, ના આવશે, તો?
દૂરથી તડપાવશે, તો?
તું ભલે માને નહીં, પણ;
પ્રેમથી સમજાવશે, તો?
જે તને મોઢે નથી, 'અનિ';
એ ગઝલ ફરમાવશે, તો?

---

**અનિરૂદ્ધસિંહ ગોહિલ**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

# ગઝલ : શ્રોત્રિય મૌલિક

તું ક્યાં કશીયે વાતમાં એકમત હોય છે.
બન્ને જણાં સમ્મત, છતાં તારી શરત હોય છે.
બે ધારની તલવાર લઇને શી રીતે જીવવું?
બેફામ તારી લાગણીઓ પણ સખત હોય છે.
બન્ને તરફનું આટલું વળગણ હતું ક્યાં મને?
બસ હારવા માટે, બધી મારી લડત હોય છે.
બેચાર અવસર હોય તો માંડું હિસાબો બધાં,
કારણ વગરનું એકધારું પણ સતત હોય છે.
'મૌલિક' જ લૂંટાશે હવે, ના પણ બને હરવખત,
પયગંબરીયે ક્યાં બધાને હસ્તગત હોય છે?

શ્રોત્રિય મૌલિક એલ., પી. માણેકલાલ સોનીની ગલીમાં, છાબ તળાવ સામે, દાહોદ.
મો. 9429425595

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

## હોઠે ન લે... (ગઝલ) : યોગેન્દુ જોષી

પ્યાસી નજરના જામ, હોઠે ન લે,
મારું ફરીથી નામ, હોઠે ન લે.
માંગી વફાઓ ક્યાં મળી પ્રેમમાં,
ને શું હતો અંજામ, હોઠે ન લે.
કિમ્મત હતી શું એ બજારે, અને;
ગણ્યા હતા શું દામ, હોઠે ન લે.
ખંજર ચઢાવી કેડ પર તું ફરે,
તો વાતમાં હે રામ, હોઠે ન લે.
જે ગામ તારાથી જવાતું નથી,
તો ગામનું એ નામ, હોઠે ન લે.

યોગેન્દુ જોષી, એ–1/403, કામધેનુ એપાર્ટમેન્ટ, ગ્રીન સીટીની સામે, અર્જુન ટેનામેન્ટ પાસે, નિર્ણયનગર રોડ, ચાંદલોડિયા, અમદાવાદ.

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

# ગઝલ: કુલદીપ કરિયા

ઝાટક્યો પલંગ ત્યાં તરત બહાર નીકળ્યા
ઓશિકાની ખોરમાંથી પણ વિચાર નીકળ્યા
રાતભર એ નીકળ્યા અને ધરાર નીકળ્યા
સંસ્મરણ સતત મગજની આરપાર નીકળ્યા
આંખ આસપાસ ચિન્હ રહી ગયા છે આજ પણ
શીતળાની જેમ આંસુ એકવાર નીકળ્યા
ચેતતા રહ્યા અમે છતાં બચી શક્યા નહિ
પૂમડા રૂના હતા જે ધારદાર નીકળ્યા
એ કરે છે ફોન રોજ 'ને મને કહે છે સત્ય
જાત સાથેના સબંધ જોરદાર નીકળ્યા
હું કરોડો જન્મથી બંધક બનેલો એક ખલાસી
જિંદગી છે ચાચિયો 'ને છે મને એની ઉદાસી
આંખ બીજું કઈ નહિ બસ આત્મહત્યાનું નગર છે
રોજ અહિયાં જન્મ લઈ લાચાર સપના ખાય ફાંસી
ઉડવાના વાદમાં કુદરતથી વિખુટો પડ્યો એ
પ્લેન જોઈ પંખીઓ કરતા હશે માનવની હાંસી?
આટલું મારા પરિચયમાં કહું તો પુરતું છે
સાવ સીધા છે વિચારો હો ભલે ને આંખ ત્રાંસી
બેસણું રાખ્યું છે એનું કોઈ તૂટેલા હૃદયમાં
લાગણી આપણને છોડી 'ને થઈ છે સ્વર્ગવાસી

**કુલદીપ કરિયા, "ભવાની કૃપા", ૨, વિદ્યુતનગર, પ્લોટ નં. ૩૭, રૈયા રોડ, રાજકોટ–૩૬૦ ૦૦૭ મોબાઈલ નં:૯૦૯૯૦ ૧૮૯૯૦**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

## એક ઔર ધરતીકંપ... : નિલમ દોશી

શૈલને થયું પોતે આ સ્ત્રીને, શચીને કયારેય સમજી નહીં શકે. સ્ત્રીને સમજવી અઘરી છે. તેવું તેણે સાંભળ્યું હતું. પરંતુ એવા કોઇ અનુભવની ક્ષણ જીવનમાં આવી નહોતી. જોકે શચીને સમજવાની પોતાને જરૂર પણ કયાં છે ? શચી સાથે તેનો સંબંધ શું ? માત્ર પ્રોફેશનલ જ ને ? શચી તેની પી.એ. હતી અને પોતે શચીનો બોસ હતો. બસ..આટલું જ. પણ ના, આટલું જ હોત તો તો કોઇ સવાલ જ કયાં હતો ? એનાથી આગળ પણ કશુંક હતું, ચોક્કસ હતું. જેનો અહેસાસ તેને અવારનવાર થતો પરંતુ સમજી શકાતું નહીં.

શા માટે ? આખરે શા માટે આ સ્ત્રી તેની આટલી બધી અંગત કાળજી લે છે ? પોતે જમ્યો કે નહીં, આજે દવા બરાબર લીધી હતી કે નહીં ? સિગાર વધારે તો નથી પીધીને ? શચીને બધી વાતની ફિકર...અને તેને બધી જાણ હોય જ. કયારેક તો પોતે તેનો બોસ છે એ ભૂલીને પોતાને ધમકાવી નાખતાં પણ કયાં અચકાતી હતી ? અને પોતે આશ્ચર્યજનક રીતે ત્યારે મૌન કેમ બની રહેતો ? શચીને સમજવાનો પ્રયત્ન વ્યર્થ જતો. કયા અધિકારથી આ સ્ત્રી પોતાને આમ ખખડાવે છે ? અને પોતે પણ મૂરખની જેમ આ બધું કેમ સાંભળી લે છે ? જોકે પોતાને ધમકાવ્યા પછી કયારેક....

'સોરી સર, હું વધું પડતી બોલી ગઇ. પણ..'

બસ...આ 'પણ' ની આરપાર કંઇક તો ચોક્કસ હતું. જે પોતે પામી નહોતો શકતો. પોતાને ધમકાવી નાખ્યા પછી કયારેક તેની વિશાળ,પાણીદાર આંખોમાં બે બુંદનો અહેસાસ કેમ થતો હતો ? શચીના અસ્તિત્વમાં એક લય હતો. ચહેરા પર એક અસાધારણ ચમક..એક આંતરિક સૌન્દર્યની અનુભૂતિ શચીમાં પોતે કેમ મહેસૂસ કરી રહ્યો હતો ? તેના અવાજમાં એક મીઠાશ હતી. આ મીઠાશ કયારેક પરિચિત કેમ લાગતી હતી ? કયાંક કશું સ્પર્શતું હતું. પરંતુ શું ? એનો જવાબ તેને કોણ આપે ?

અને એનો જવાબ શચીની સુંદરતા નહોતી જ. શચી દેખાવે સરસ હતી. પરંતુ અસાધારણ સુંદર કહેવાય એવી તો નહીં જ. સુંદર સ્ત્રીઓ તેણે કયાં ઓછી જોઇ હતી ? અરે, પોતાની જ ઓફિસમાં શચીથી રૂપાળી યુવતીઓ કયાં નથી ? પરંતુ આજ સુધી કોઇ તેના મનને સ્પર્શી શકયું નથી. અને શચી તો યુવતી પણ કયાં હતી ? પોતાને ચાલીસ થવા આવ્યાં હતાં. શચી તો પોતા કરતાં પણ બે વરસ મોટી... અન્ય પુરુષોની જેમ આ ઉંમરે સેકન્ડ ઇનીંગ રમવાના તેને કોઇ અભરખા નહોતા. આમ પણ તે તો ફર્સ્ટ ઇનીંગ જ કયાં રમી શકયો હતો ?

હમેશા સફેદ આંખી બાંયના શર્ટમાં તેનું આગવું વ્યક્તિત્વ નીખરતું. આવડી મોટી કંપનીનો સી.ઇ.ઓ. હોવા છતાં તેના વર્તનમાં રૂઆબની કોઇ છાંટ નહોતી. સ્ટાફમાં બધાને તેના માટે આદર હતો. સન્માન હતું. છોકરીઓ તેની ઓફિસમાં નિ:સંકોચ કામ કરી શકતી. તેના ચારિત્ર્ય માટે કોઇને બેમત નહોતો.

અને તેથી ઓફિસનું વાતાવરણ તંદુરસ્ત રહેતું. તેના વર્તનમાં એક ગરિમા ઉભરતી. કોઇ તેની સાથે કયારેય ગમે તેમ વાત કરી શકતું નહીં. કામમાં ખૂબ કડક અને પરફેક્શનનો આગ્રહી.

પણ....આ શચીની વાત કંઇક અલગ હતી. શું અલગ ? બસ.. એ જ નહોતું સમજાતું.

આ ગયા શનિવારની જ વાત લો ને..પોતાને એક અગત્યની મીટીંગમાં જવાનું હતું. શચી પણ તેની પી.એ. તરીકે સાથે હતી. થોડું મોડું થઇ ગયું હોવાથી તેણે ડ્રાઇવરને કારની સ્પીડ વધારવા કહ્યું હતું. અને શચીનો મિજાજ છટકયો હતો.

'આટલી ઉતાવળ કરવાની કોઇ જરૂર નથી. બે પાંચ મિનિટ મોડું થશે તો કશું લૂંટાઇ જવાનું નથી.'

પોતાને ધમકાવી તેણે જ ડ્રાઇવરને સ્પીડ ન વધારવાની સૂચના આપી દીધી હતી.

પોતે અકળાયો હતો. 'સમજે છે શું તેના મનમાં ? આજે તો કહેવું જ પડશે. આવી દાદાગીરી તે ન જ ચલાવી લે. પરંતુ હમેશની માફક ફરી એકવાર મૌન. શબ્દો બહાર નહોતા નીકળી શકયાં.

શચીના અવાજમાં શું છે કે પોતે મૌન બની સાંભળી લે છે ? એને કેમ અવગણી શકાતી નથી ?

જોકે શચીના દરેક ગુસ્સાની પાછળ પોતાને માટેની કાળજી તે અનુભવી શકતો. અને આ અનુભૂતિ જ કદાચ તેને મૌન કરી દેતી. કામમાં શચી પણ તેની જેમ જ પરફેકટ હતી. અને બાકી કોઇ વાતમાં તે કયારેય ડખલગીરી કરતી નહીં.

શચી કંઇ રોજ આમ નહોતી કરતી. તેનો સ્વભાવ શાંત અને ઓછાબોલો હતો. કામ સિવાય તેને કોઇ સાથે કશી નિસ્બત નહોતી. સ્ટાફમાં બધાને શચી માટે માન હતું. કામમાં તે બધાને મદદ કરતી રહેતી. તેના કુટુંબમાં બીજું કોઇ નહોતું. તે એકલી જ રહેતી હતી. પોતાની અંગત વાત કરવી તેને કયારેય ગમતી નહીં. કોઇ પૂછે તો પણ તે ટાળી દેતી કે કયારેક એકાદ અક્ષરમાં જવાબ આપી દેતી. તેથી કોઇ ખાસ પૂછપરછ કરતું નહીં.

શૈલ પણ જીવનમાં તદન એકાકી...વરસો પહેલા થયેલ ધરતીકંપે તેની જિંદગી તબાહ કરી નાખી હતી. તેના આખા કુટુંબમાંથી તે એક જ બચવા પામ્યો હતો. આ હોનારતે બીજી બધી વાતમાંથી તેનો રસ છિનવી લીધો હતો. ધરતીકંપના એક ઝાટકાએ તેના સ્વજનોને ઝૂંટવીને તેની સંવેદનાને બુઠ્ઠી બનાવી દીધી હતી. લગ્ન કરવાનો કે તેના એકાકીપણાને ટાળવાનો કોઇ વિચાર તેને સ્પર્શતો નહોતો. મિત્રોએ ઘણાં પ્રયત્નો કરી જોયાં હતાં. પરંતુ તેની અંદર કશુંક થીજી ગયું હતું. જે પીગળવાનું નામ નહોતું લેતું. બસ હવે જીવન આમ જ....

કામ, કામ અને કામ..બસ તે હમેશાં ભરચક્ક કામના નશામાં ડૂબેલો રહેતો. જીવનના એકાકીપણાને ભૂલવા કે પછી ખાલીપણાને ભરવા તેણે કામનો આશરો લીધો હતો. મોડી રાત સુધી તે ફાઇલોમાં ખોવાયેલો રહેતો. રાત્રે થાકીને સીધો ઉંઘના આગોશમાં.....

પરંતુ હમણાં મનની મોસમ બદલાઇ રહી હતી કે શું ? થીજેલી સંવેદનાઓ આ કઇ ઉષ્મા પામીને વરસો પછી પીગળતી હતી ? લાગણીઓનું આ વાવાઝોડું કયાંથી પ્રગટીને તેને ઝકઝોરી રહ્યું હતું ? એક ખળભળાટ... કોઇની હૂંફની ઝંખના...સૂકા ભઠ્ઠ વૃક્ષમાં કોઇ લીલીછમ્મ, નાજુક સંવેદનનો સંચાર છાને પગલે થઇ રહ્યો હતો.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

શચી તેને ધમકાવતી તો તે અંદરથી ખુશ કેમ થતો હતો ? કોઇ તો એવું છે જે તેના પર આમ રોફ કરી શકે છે. બાકી આમ હક્કથી ખખડાવવાવાળું હવે જીવનમાં કોઇ કયાં રહ્યું હતું ? વરસોથી અડ્ડો જમાવીને બેસેલ પાનખરને હળવેથી હડસેલો મારીને વસંત હળુ હળુ અંદર પ્રવેશી રહી હતી. મનની મરુભૂમિમાં કોઇ લીલીછમ્મ કૂંપળ ડોકિયું કરી રહી હતી કે શું ?

અને હવે આ નાનકડી કૂંપળ કોઇ રાજકુંવરીની માફક વધતી જતી હતી. શચી જાણે તેના પર સત્તા ચલાવતી હતી અને પોતે તેમાં ઓગળતો જતો હતો.

દિલની વાત તેને કરવી કે નહીં ? તેના મનમાં શું હશે ? તેને કેવું લાગશે ? પોતા માટે શચીને લાગણી તો છે જ...શચીનું એકએક વર્તન તેને એ વાત કહેતું હતું. શચીના મનમાં પણ જરૂર આવી જ કોઇ વાત...નહીંતર કોઇ સ્ત્રી આમ પોતાના બોસને બિંદાસપણે ધમકાવી શકે ખરી ? શચી તો કેવા હક્કથી.....

પરંતુ તે સ્ત્રી હતી અને પોતે તેનો બોસ હતો તેથી કદાચ પહેલ ન કરી શકતી હોય કે પછી.... પોતે પહેલ કરે એવી પ્રતીક્ષામાં...

તો પોતે જ પહેલ કરવી રહી. પણ કઇ રીતે ? વિચારોના વમળમાં ગોથા ખાતો શૈલ આજે એક પછી એક સિગારના ધૂમાડા છોડતો ગયો. નવી સિગાર સળગાવવા જતાં ખલાસ થઇ ગઇ જણાઇ. તેણે બેલ મારી પટાવાળાને બોલાવ્યો. અને સિગારનું પેકેટ લાવવા કહ્યું. પટાવાળો મૌન બની ઉભો રહ્યો.

'સંભળાયું નહીં ?'

'સર..સર..'

પટાવાળો જરા થોથવાયો.

'શું છે ? કોઇ પ્રોબ્લેમ છે ? રજા જોઇએ છે ? પહેલાં સિગાર લઇ આવ પછી તારા પ્રોબ્લેમની વાત.....'

'ના, સર એવું કંઇ નથી. પણ..'

'તો પછી આ "પણ" શું છે ?'

શૈલના અવાજમાં હવે થોડો ગુસ્સો ભળ્યો.

'સર, શચી મેડમે વધારે સિગાર લાવવાની મનાઇ કરી છે. મને કહ્યું છે કે સાહેબ મગાવે તો પણ ના પાડી દેવાની.'

થોથવાતા અવાજે હિંમત કરીને પટાવાળાએ કહી જ દીધું.

શૈલ એક મિનિટ મૌન.

'જા મેડમને મોકલ.'

પટાવાળો પોતે છૂટયો હોય તેમ હાશ અનુભવતો ભાગ્યો. હવે સાહેબ જાણે ને મેડમ જાણે.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

બે મિનિટમાં શચી હાજર થઇ. ‘યસ સર..’

'મારી સિગાર લાવવાની.......’

'પટાવાળાને મેં ના પાડી હતી'

વચ્ચે જ શચીએ કહ્યું.

'પૂછી શકું શા માટે ?'

'સિગાર હેલ્થ માટે નુકશાનકારક છે એ તમે ન જાણતા હો એવું હું નથી માનતી.’

'મારી હેલ્થની ચિંતા હું કરીશ. તમારે કરવાની જરૂર નથી.’

શૈલથી જરા ઉંચા અવાજે બોલાઇ ગયું.

'કયારેક કરવી પડે..કોઇ જાતે ન કરતું હોય ત્યારે બીજાએ ચિંતા કરવી પડે.’

'વોટ ડુ યુ મીન ? તમને એવો અધિકાર કોણે આપ્યો ?'

'કેટલાક અધિકારની રાહ જોવાતી નથી.’

'એટલે ?’

શૈલ ઠંડો પડતો જતો હતો.

'એ તમને નહીં સમજાય.'

'તો તમે સમજાવો'

'સમજાવવાની કોઇ જરૂર મને જણાતી નથી.'

કહી શચી ઓફિસની બહાર નીકળવા ગઇ.

ત્યાં વીજળીની ત્વરાથી શૈલ અચાનક ઉભો થઇ ગયો. આ તક ચૂકવા જેવી નથી.

‘શચી, પ્લીઝ, વેઇટ.. I want to tell u something.'

'Sorry..I don’t want to hear anything regarding sigar… No argue please….And this is my final decision. અને સિગાર……’

બોલતાં બોલતાં અચાનક શચી અટકી.પોતે આ શું બોલી ગઇ ? તેના બોસનો ફાઇનલ ડીસીશન લેવાવાળી પોતે કોણ હતી ? શચી પાસે આવી શૈલ એકીટશે તેની સામે જોઇ રહ્યો. શચી મૌન બની નીચું જોઇ રહી.

એકાદ ભારી ભરખમ ક્ષણ..

'સોરી, મને ડીસીશન લેવાનો કોઇ હક્ક નથી. હું વધારે પડતી પઝેસીવ.....' શચી જલદીથી બહાર નીકળવા ગઇ.

શૈલ તેની આડે ઉભો રહી ગયો.

'ના, ના શચી. હું ઇચ્છું છું કે તમે જિંદગીભર મારા બધા ડીસીશન લો..'

'એટલે ?'

'ન સમજાયું ?'

શચીએ નકારમાં ડોક હલાવી.

'શચી, મારી લાઇફમાં હું તમને આવકારું છું. હમેશ માટે. I want you to be my life partner. I like you. Infact....i..i think, I love you.

એકી શ્વાસે શૈલ બોલી ગયો.અને પ્રત્યાઘાત માટે શચી તરફ જોઇ રહ્યો.

શચી ધ્રૂજી ઉઠી.

ધરતીકંપ ? પોતે આ શું સાંભળી રહી છે ?

એકાદ મિનિટ મૌન.

અને શચીની જોરદાર થપ્પડ શૈલના ગાલને ચમચમાવી રહી.

શચીની આંખમાં ધોધમાર પાણી...શૈલ કશું બોલે, કશું સમજે તે પહેલાં તે લગભગ દોડતી ઓફિસની બહાર નીકળી ગઇ.

શૈલ ગાલ પંપાળતો એકલો ઉભો રહી ગયો.

આ શું થઇ ગયું ? આવી તીવ્ર પ્રતિક્રિયા કેમ? આવું બની જ કેમ શકે ? ના પાડવાનો તેને પૂરો હક્ક હતો. પણ આમ ?મેં કંઇ તેની છેડતી કરી હતી ? જો તેને મારે માટે જરાયે ફીલીંગ્સ નહોતી તો પછી કયા હક્ક દાવે તે આજ સુધી મારી ઉપર રોફ જમાવી રહી હતી ? સમજે છે શું તેના મનમાં ? હું કંઇ આલતુ ફાલતુ વ્યક્તિ છું ?

ધૂંધવાતા શૈલે ગુસ્સામાં જોશથી બેલ મારી. દોડીને આવેલ પટાવાળાને ખીજાઇને મોટેથી સિગારના બે પેકેટ લાવવા કહ્યું.

સમય વરતી પટાવાળો દોડયો.

એક પછી એક સિગારની ધૂમ્રસેર ઉંચે ચડતી રહી. તેની આરપાર તાકતો શૈલ કયાંય સુધી સૂનમૂન....

'તબિયત સારી નથી' કહી વહેલી ઘેર આવી ગયેલી શચીના પ્રાણમાં એક અજંપો... શૈલે આવી હિંમત કેમ કરી ? પોતાની લાગણીનો આવો અર્થ કાઢયો ? કોઇ સ્મૃતિઓ યુગોની પીડા લઇ, કાચની તીણી કરચ બનીને, તેના સમગ્ર અસ્તિત્વને સતત ચૂભતી રહી છે. આખી રાત આંખ ફરતે આંસુનું નાજુક

આવરણ છવાયેલું રહ્યું. અને ધૂંધળી બનેલી આંખો સામે અંતરમાં થીજી ગયેલું વરસો પહેલાનું એક દ્રશ્ય.....

'અચાનક આવી ચડેલ ધરતીકંપનો એક જોરદાર આંચકો......નાનકડા પુત્રને સ્તનપાન કરાવતી પોતે આખી કયાં ગરકાવ થઇ ગઇ હતી તેની સમજણ નહોતી પડી.

કેટલીવાર પછી પોતાની આંખ ખુલી હશે તેનું ભાન પણ કયાં થાય તેમ હતું ? નિતાંત અંધકારમાં તેનો હાથ પુત્રને શોધવા ચારે તરફ ફરતો હતો.પગમાંથી લોહી નીકળતું હતું. આખા શરીરમાં ભયંકર વેદના..તેની ચીસ સાંભળવાવાળું પણ ત્યાં કોઇ કયાં હતું ? તે કયાં હતી ? સ્થળ,કાળની કોઇ ગતાગમ નહીં. અસ્તિત્વ હતું તો ફકત વેદનાનું, આઘાતનું, ભયાનકતાનું, ગભરાટનું...ડરનું..

પરિસ્થિતિને સમજવાનો, સ્વીકારવાનો પ્રયત્ન પણ કયાં આસાન હતો ? અને છતાં....

સ્વજનો..પતિ, માસૂમ પુત્ર..પુત્રનો ખ્યાલ આવતાં તે બેબાકળી થઇ ઉઠી. અંધકારમાં તેનો હાથ પુત્રને શોધવા મથી રહ્યો. પણ......

ન જાણે કેટલી વાર તે એમ જ સૂનમૂન પડી રહી હશે પીડાના,અસહ્ય વેદનાના ઓથારમાં ક્ષણો વીતી, કલાકો વીત્યા કે પછી યુગો ..?

અચાનક કયાંકથી કોઇના કણસવાના અવાજે તેને ચોંકાવી દીધી. આસપાસ કશું દેખાય તેવું નહોતું. અંધકારથી ધીમેધીમે આંખ ટેવાતી જતી હતી. આખું શરીર તૂટતું હતું. છાતીમાં વેદના જાગી હતી. દૂધ ઉભરાતું હતું. પણ કોઇ નાનકડા હોઠ કયાં ?

એક અસહ્ય વેદનાનો અંબાર...તે થોડીવાર ફરીથી એમ જ પડી રહી. કોઇના કણસવાનો અવાજ ધીમે ધીમે વધતો જતો હતો. અવાજની દિશામાં તે ધીમે ધીમે ઘસડાતી ઘસડાતી આગળ વધી. કદાચ પોતાનું જ કોઇ સ્વજન....મરણિયા બની અંધકારને ફંફોસતા તેના હાથને અચાનક કોઇનો સ્પર્શ..... તે ચોંકી ઉઠી.

ઝાંખા અંધકારમાં સ્પષ્ટ તો ન દેખાયું. પણ કદાચ કોઇ હતભાગી યુવક ફસાયો હતો અને બેભાન થઇને પડયો હતો. પોતાની બધી વેદના ભૂલી તેણે યુવકને ઢંઢોળવા પ્રયત્ન કર્યો. પણ કોઇ જવાબ મળ્યો નહીં. યુવકના ગળામાંથી કોઇ અસ્ફૂટ અવાજ....કદાચ યુવકનું ગળુ સૂકાયું હતું. પણ અહીં પોતે પાણી કયાંથી લાવે ? શું કરવું ? શું કરી શકે તે ?

બેભાનાવસ્થામાં યુવકનો કણસાટ વધતો જતો હતો. હવે ?

યુવક હવે તરફડિયાં મારી રહ્યો હતો. તેણે ધીમેથી તેના શરીર પર, માથા પર હાથ ફેરવ્યો. તેને પોતાના શિશુના ઉંહકારા સંભળાયા કે શું ? ભીતર માતૃત્વ સળવળી રહ્યું. આ અજાણ, બેભાન યુવક પણ કોઇનો લાલ હશે....

છાતીમાં વેદના વધતી જતી હતી. તેને પોતાના કપડાં ભીનાં ભીનાં અનુભવાયા. પ્રાણમાં એક તરફડાટ...અસ્તિત્વમાં ઉથલપાથલ...તે આખ્ખી હચમચી ઉઠી.....

ધીમેથી તેનો એક હાથ પોતાના સ્તન પર દબાયો. દૂધની ધાર થઇ. બીજા હાથે અંધકારમાં યુવકનું મોં શોધાયું અને યુવકના ખુલ્લા હોઠમાં તે અમૃત ધીમેથી......


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

થોડીવાર તો કશું ફાવ્યું નહીં. પણ ધીમે ધીમે આ આખી પ્રક્રિયા રીપીટ થતી રહી. હવે ત્યાં કોઇ યુવક નહોતો. કોઇ સ્ત્રી નહોતી. ત્યાં હતી માત્ર એક મા અને એક શિશુ...

યુવક કયારેક થોડી ક્ષણો માટે ભાનમાં આવતો અને કશુંક પૂછવા મથતો. પરંતુ કશો જવાબ મળે તે પહેલાં ફરીથી તે ભાન ગુમાવી બેસતો. એક મા અને એક "શિશુ" મોત સામે ઝઝૂમતાં રહ્યાં.

યુગો વીતી ગયાં કે પછી સમય થંભી ગયો હતો ?

કોઇ એક ક્ષણે અચાનક પ્રકાશનો એક ઝળહળ પુંજ......

'યસ..અહીં કોઇ બચ્ચું હોય તેમ લાગે છે.'

પછી તો બધું ઝપાટાભેર થયું.કાટમાળ ખસેડાયો. પૂરા ત્રણ દિવસ અહીં વીતી ચૂકયાં હતાં. તેની ખબર તો પાછળથી પડી હતી. તેમને બહાર કાઢવામાં આવ્યા ત્યારે તેની નજર તે યુવક તરફ પડી. યુવકે તેને જોઇ કે નહીં એ સમજાય તે પહેલાં તો તેમને હોસ્પીટલે લઇ જવાયા.

હવે તેની બધી લીમીટ પૂરી થઇ હતી. તે ચેતના ગુમાવી બેઠી.

હોસ્પીટલમાં જે દિવસે તેને ભાન આવ્યું ત્યારે જાણ થવા પામી હતી કે તેનું બાળક અને તેનો પતિ કુદરતની આ કારમી થપાટમાં હોમાઇ ગયાં હતાં. અને હવે તે એકલી હતી. સાવ એકલી..

અને તેના જેવા અભાગીઓની સંખ્યા કંઇ નાનીસૂની નહોતી.ધરતીકંપના ખપ્પરમાં તેના જેવા અનેક હતભાગીઓ હોમાયાં હતાં. છાપાઓમાં રોજ અનેક નવી નવી દાસ્તાન ઉભરાતી...આમાં પોતે પોતાની વ્યથા કે કથા કોને કહે ? પેલા યુવકના સમાચાર પણ તેને કોણ આપે ?

જિંદગીએ એક નવો યુ ટર્ન લીધો. શચીની પિતા હજુ હયાત હતા. તેણે પુત્રીને આગળ ભણાવી.તેમને હતું કે સમય જતાં મનના ઘા થોડાં રૂઝાશે અને ફરીથી પુત્રીની જિંદગી વસી શકશે.પણ તે અરમાન પૂરા થાય તે પહેલાં જ તેમને પણ કાળે ઉપર બોલાવી લીધા. અને શચી ફરી એકવાર એકલી અટૂલી....

આ કંપનીમાં તેને નોકરી મળી ત્યારે ધરતીકંપની વાતને વરસો વીતી ચૂકયાં હતાં.

બોસની ઓળખાણ જયારે તેને કરાવવામાં આવી ત્યારે તે ચોંકી ઉઠી હતી.

આ...આ બરાબર ન જોયેલો આ ચહેરો તે કયારેય..કયારેય ભૂલી નથી..પોતાના માનસ સંતાનને તે કેમ ભૂલી શકે? પોતાની છાતીનું દૂધ જેને વાત્સલ્યથી પીવડાવ્યું હતું. તે અહીં આ રીતે મળી જશે તેની તો કલ્પના પણ કેમ આવે? એ ક્ષણને તો પોતે વરસોથી હૈયામાં સંગોપીને બેઠી છે. એ પળ આજે યે તેની ભીતર અકબંધ....

અને દસ વરસથી છાતીમાં ધરબાઇ રહેલી મમતા ફરી એકવાર સજીવન થઇ ઉઠી. આ બોસ થોડો હતો ? આ તો પોતાનું સંતાન..! જેને તે ધરતીકંપમાં ગુમાવી બેઠી હતી. અંતરમાં અધિકારની, મમતાની, સરવાણી આપોઆપ પ્રગટી હતી.

રાત ખરતી રહી. શચીની આંખોમાં આજે ઉંઘનું એકે કણસલું ડોકાયું નહીં.

અંધકારને હડસેલીને ભળુભાંખળું અજવાળું છાને પગલે પ્રવેશી રહ્યું ત્યારે શચીનું મન થોડું શાંત થયું હતું. એમાં શૈલનો શું વાંક ? તેણે તો પોતાને જોઇ પણ ક્યાં હતી ? તે તો બેભાન જ હતો.તેને કેમ ખબર પડે પોતાની આ સંવેદનાની ? વરસોથી એક મા અજાણ્યા યુવકને શિશુ સ્વરૂપે અંદર સંઘરીને બેઠી હતી. આજે એક માનું, તેના માતૃત્વનું અપમાન થયું હતું. તે ખ્યાલે તીવ્ર પ્રતિક્રિયારૂપે તેનાથી શૈલને એક તમાચો.....

પરંતુ તેમાં શૈલનો દોષ કાઢી શકાય તેમ ક્યાં હતું ? નિયતિ સિવાય કોને દોષ આપી શકાય ? અને તેની પાસે તો ભલભલા લાચાર.

હવે ?

આખો દિવસ તે એમ જ સૂનમૂન બેસી રહી. ઓફિસે જવાનું મન ન થયું.

એ યાદોના ઓથારમાં, બે દિવસ સુધી તે એમ જ છટપટાતી રહી.

ના, ના, આમ મૌન રહ્યે હવે નહીં ચાલે. શૈલને સાચું કારણ જાણવાનો પૂરો હક્ક છે.

ઓફિસમાં ધીમેધીમે શૈલનું મન પણ શાંત થયું હતું. તે બે દિવસથી શચીની પ્રતીક્ષા કરતો રહ્યો હતો. પોતે શચીની માફી માગી લેશે. કદાચ પોતે શચીને સમજવામાં ભૂલ કરી હતી.

ત્રીજે દિવસે ન જાણે કેમ શૈલથી રહેવાયું નહીં. તે શચીને ઘેર આવી ચડયો.

શચી ચોંકી ઉઠી. શું બોલવું તે સમજાયું નહીં.

થોડી મૌન ક્ષણો પછી.....

‘શચી, સોરી, મારા વર્તનથી તમને ખરાબ લાગ્યું. પણ મેં ફકત મારી લાગણી રજૂ કરી હતી. તમે સીધી રીતે ઇન્કાર કરી શકયા હોત...પણ તેને બદલે તમે.... ખેર..! મને લાગે છે મેં તમને સમજવામાં ભૂલ....’

શૈલ વાક્ય પૂરું કરી ન શકયો.તેનો અવાજ રુંધાયો.

શચી મૌન. શું જવાબ આપે તે ?

ફરીથી બે પાંચ મૌન ક્ષણો.શચી કશું બોલ્યા સિવાય પાણીનો ગ્લાસ લઇ આવી અને શૈલને ધર્યો.

શૈલે પાણી પીધું. જરાવારે તે થોડો સ્વસ્થ થયો.

‘પ્લીઝ..મારા વિશે કોઇ ગેરસમજ ન કરતા. ફરગેટ એવરીથીંગ..અને કાલથી ઓફિસે આવવાનું ચાલુ કરશો ને ? બીજીવાર મારા તરફથી એવી કોઇ ભૂલ નહીં થાય.’

એકાદ મૌન ક્ષણ પછી તેનાથી રહેવાયું નહીં. તેણે ધીમેથી ઉમેર્યું.

‘તમે મારી સાથે જે હક્કથી....તેથી મારી ગેરસમજ...’

શૈલ આગળ બોલી ન શકયો. તેનો અવાજ રૂંધાયો.


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

હજુ પણ શચીના મૌનની દીવાલ તૂટી નહીં.

'પ્લીઝ, કંઇક બોલો..હું એવો ખરાબ માણસ નથી'

'શૈલ,'

સરને બદલે શૈલ ?

શૈલને આશ્ચર્ય થયું. તેણે શચી સામે જોયું.

'શૈલ...તમને યાદ છે ? વરસો પહેલા અહીં ધરતીકંપ આવેલ... '

'એ કેમ ભૂલી શકાય ? એણે તો મને અનાથ અને એકાકી બનાવ્યો. આજ સુધી એ ઓથારમાંથી હું બહાર આવી શકયો નથી.'

'તમે એમાંથી કઇ રીતે બચી ગયા ?'

'પૂરી જાણ તો નથી. પરંતુ કોઇ ભલી સ્ત્રીએ પોતાનું દૂધ પીવડાવીને મને જીવતદાન આપેલ...એવો આછોપાતળો ખ્યાલ..'

'એ સ્ત્રી કોણ હતી એની તમને કયારેય જાણ થઇ ?'

'ના, હકીકતે મેં તેને શોધવાનો પ્રયાસ પણ કરેલ પણ એ સમય જ એવો હતો આવી કેટલીયે ઘટના બની હશે..અમુક પ્રકાશમાં આવી હશે..અમુક નહીં આવી હોય. અને મેં તો તે સ્ત્રીનો ચહેરો પણ કયાં જોયો હતો ? હું તો બેભાનાવસ્થામાં જ..'

'તે સ્ત્રીની તમને જાણ થાય તો ?'

'તો તેના પગ ધોઇને પૂજું.તે તો મારી જીવનદાતા..મારી મા સમાન..... પરંતુ આ બધી વાત અત્યારે ?'

શૈલ થોડો ગૂંચવાઇ રહ્યો.

'તમારે તે સ્ત્રીનો ચહેરો જોવો છે ?'

'તમે ઓળખો છો તેને ?'

'બરાબર ઓળખું છું. મળવું છે?'

'ઓહ ડેફીનેટલી...તે તો મારી માતા સમાન કહેવાય. તેને મળીને મને આનંદ થશે.'

'એક મિનિટ..'

શચી અંદર ગઇ. પાછી આવી ત્યારે તેના હાથમાં અરીસો હતો

શૈલ સામે અરીસો ધરતાં તેણે કહ્યું.

'દેખાય છે આમાં તે સ્ત્રીનો ચહેરો ? ઓળખાય છે એ સ્ત્રી ?'

અરીસામાં શચીનું પ્રતિબિંબ તેની સામે....

શૈલ સ્તબ્ધ......!

ફરી એકવાર તેના જીવનમાં ધરતીકંપ ...?

---

**નિલમ દોશી, ભુવનેશ્વર**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

# ગુજરાતી ભાષાની પહેલી ટૂંકી વાર્તા – ગોવાલણી: મલિયાનિલ

તે ઘણી જુવાન હતી. કોઈને પંદર વર્ષની ઉંમરે અધર પર ગુલાબ ફરકે છે. કોઇક તો સત્તર અઢાર વર્ષે આંખમાં ચમક ચમકાવે છે. એને સોળમી શરદે કંઠમાં કોયલ ટહુકતી હતી. નિર્દોષતાએ હવે રજા લેવા માંડી હતી.નાનપણ હવે ખૂબસૂરતીને જગ્યા આપતુ હતું. ઊઘડતી કળી હવે તસતસતી હતી.

નહોતી કેળવાયેલી તોયે જબરી ચંચળ હતી. નહોતી શહેરની તોયે શિષ્ટ લાગતી હતી. નહોતી ઉચ્ચ વર્ણની તોયે ગૌરી હતી. આંખે આવીને ભ્રમર બેઠા હતા. કીકીમાં તીરની ધાર હતી. ગાલમાં ગુલાબ છવરાયાં હતાં.

માથા ઉપર પિત્તળની ઝળકતી તામડી મૂકી ભાગોળેથી ગામમાં પેસે ત્યારે જાણે લક્ષ્મી પ્રવેશી. 'દૂધ લેવું સે, દૂ.......ધો'નો ટહુકો શેરીએ શેરીએ સંભળાય અને દાતણ કરતું સૌ કોઇ એની સામું જુએ.પુરુષોને શુભ શુકન થતાં સ્ત્રીઓને ઈર્ષ્યા આવતી.

એ ગુજરાતની ગોવાલણી હતી. સવારના પહોરમાં પોતાને ગામડેથી નીકળતી. તાજાં દોહેલાં દૂધ ભરી અમારા ગામમાં આવતી. સૌ કોઇને એનું દૂધ લેવાનું મન થાય. એનું 'દૂધ લેવું સે,દૂ........ધો' સાંમ્ભળતાં શેરીની સ્ત્રીઓ ઝટ પથારીમાંથી ઉભી થાય.

એ હંમેશા રાતો સાલ્લો – જાડો પણ સ્વચ્છ, નવો ને નવો સાચવી પહેરતી. એને પીળી પટ્ટીની કોર હતી અને કાળો પાલવ હતો. હાથમાં દાંતનાં રૂપાની ચીપવાળાં ભારે 'બલોઆં' પહેરતી. પગે જાડાં કલ્લાં ઘાલતી. નાકમાં નથની અને કાનમાં નખલી. આંગળીએ રૂપાનાં વેઢ.ગળામાં ટુંપીઓ અને કીડીઆસર. આ એનાં આભુષણો હતાં. માથે જરા ઘૂમટો તાણતી તેથી એના વાળ કેવા હશે તેની કોઇને ખબર ન હતી. એ ઓળતી હશે, સેંથીમાં કંકુ પૂરતી હશે, એ કલ્પના જ એની ખૂબસુરતીમાં ઉમેરો કરી આપતી હતી.

હું એના આવવાના વખતે જ ઓટલા પર દાતણ કરવા બેસતો. સામેથી દેખાય ત્યારે નફટ થઈ એકીટશે એની સામે જોતો. એ બિચરી શરમાય, નજર નીચી ઢાળી દે, પણ બીજી નવેલીઓની માફક એની ચાલ નહોતી બદલાતી; ધૃજારો ન્હોતો છૂટતો. હાથ વાંકાચૂકા નહોતા ઊછળતા. શાંત અને ગંભીર થૈ હંમેશનો 'દૂધ લેવું સે, દૂ.........ધો' નો રણકાર કર્યા કરતી.

મારી પત્નીને હું રોજ કહું કે 'આ ગોવાલણી પાસેથી તું દૂધ કેમ નથી લેતી ? હંમેશા " બૂન ! દૂધ લેવું સે" કહી એનું મોં દુ:ખી થઇ જાય છે અને તને તેની જરા પણ દરકાર નથી.'

કોણ જાણે શાથી, પણે જ્યારથી એને જોઇ હતી ત્યારથી મને દિલમાં કંઇક અજબ લાગણી થઇ આવી હતી. પરાણે પણ હું મારે ઘેર એનું દૂધ લેવડાવું. એને થોડી વાર મારે આંગણે બેસાડું. અને લાગ આણી


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

મારી સમે જોવડાવું. આવી કોમલાંગના છતાં ભરવાડણ કેમ જન્મી ! એના કોમળ જણાતા બદન ઉપર આવું જાડું વસ્ત્ર કેમ રહી શકતું હશે ! ઇશ્વર પણ જોયા વગર જ જન્મ આપે છે ને ?

તે દિવસે જ મને થયુંકે હું ભરવાડ જન્મ્યો હોત તો ઠીક થાત ! મને તળાવના કાંઠા પર ઊભા રહી વાંસળી વગાડતાં આવડતી હોત તો સારું થાત. ડચકારતો ડચકારતો ગામને સીમાડે ઢોરની વચ્ચે ડંગ પર શરીર ટેકવી, માથે મોટું ફાળીઉં બાંધી ગીત લલકારતો હોત તો ઘણું ગમત. એ ગામડાનું પણ કાનુડાનું જીવન હતું. ગાંડો બનાવનાર ગોવાલણી પણ રાધાની જાતવાળી !

વારંવાર એનું સૌંદર્ય જોવાથી મારા મન પર એની માઠી અસર થઇ. એની ગંભીર પણ કારી આંખ પર મારું દિલ લલચાયું. એની પાછળ હું શેરીમાં ભટકું ને એ પાછી ક્યાં જાય છે તે જોઁ એમ હૃદય ગોઠવણ કરવા લાગ્યુ.

એક દિવસ આઠ વાગ્યાનો ડંકો થયો તેવો જ હું ઊઠ્યો અને આડુંઅવળું જવાનું છોડી દઇ ગામને દરવાજે જઇ ઊભો રહ્યો. દૂધ વેચીને ઘેર જવા એ હમણાં જ આવશે ત્યારે અજાણ્યો થઇ એની પાછળ પાછળ જઇશ. લાગ આવશે કે તરત જ એને પૂછીશ કે તું કોણ છે ? તારી આ આંખોમાં શું છે ? તારી ગોવાલણીની જાતમાં આવી બેભાન કરે તેવી પરીઓ છે ?

સવાલ ગોઠવતો હું દરવાજે જઇ ઊભો રહ્યો. એટલામાં બંને હાથમાં પૈસા ગણતી, ખાલી પડેલી દૂધની તામડીઓને માથે અદ્ધર રાખી સીધી ડોકે પણ નીચી નજરે ચાલતી એ દરવાજાની બહાર નીકળી. હું પાછળ પાછળ જવા લાગ્યો.

ગાડાનો ચીલો પડ્યો હતો. ઊંચી ચઢાણવાળી જમીનમાંથી રસ્તો કાઢેલો હોવાથી આજુબાજુ માટીની ભીંતો જેવું થૈ ગયું હતું અએન ઓપર કેર તથા ચણોઠીનાં ઝાડ અને વેલા ઊગ્યાં હતાં. ચીલાની વચમાંની ધૂળ ઓરાડતી એ ઉતાવળે પગલે ચાલી જતી હતી. સામે સૂર્ય હોવાથી એક હાથ ઊંચો ધર્યો હતો અને બીજે હાથે તામડી પકડી હતી. એકાદ વખત ઓચિંતું પાછું જોવાથી મને એણે જોયો હતો, અને હું તેની જ પાછળ તો નથી ચાલતો એમ વહેમાઇ હતી. એટલે એ ઘડીમાં ધીમે પગલે ચાલે તો ઘડીક ઓતાવળે પગલે; અને તે જ પ્રમાણે હું પણ મારી ચાલ બદલતો હતો. મને ખબર નહિ કે એ ઠગારી પોતાનો વહેમ ખરો છે કે ખોટો તે જાણવા માગે છે. અલબત્ત, હું એની પવિત્રતા કે એના ચારિત્ર્યને દૂષિત કરવા નહોતો માગતો. એના રૂપથી હું અંજાઇ ગયો હતો. મનથી હું ભ્રષ્ટ થઇ ચુક્યો હતો, છતાં હજી કાંઇક મગજશક્તિ ચાલતી હતી અને છેક બેશુદ્ધ બની ગમે તેવું વર્તન ચલાવું એટલે દરજ્જે પાગલ નહોતો બન્યો.

આ પ્રમાણે અમે અરધોએક માઇલ ચાલ્યાં હોઇશું ત્યાં એ અટકી ગઇ. ત્યાં વડના ઝાડની ઘટા હતી, અને તળે વટેમાર્ગુને બેસવાને માટે છાપરી બાંધી હતી. ઉપર કોયલ ટહુકે; નીચે વાચારડાં, બકરાં, ગાય, ભેંસ આમતેમ ફરે. સ્થાન રમણીય હતું.

છાપરીની બહાર એણે તામડીઓ ઉતારી અને રસ્તાની બાજુ પરની હરિયાળી ઉપર એ ‘હાશ, રામ’ કહી ઊભા પગે – ગોવાલણીઓ બેસે તેમ – બેઠી.

મારી સ્થિતિ કફોડી થઇ. હું ચાલ્યો જાઉં કે ઊભો રહું ? વાત કરવાનો વિચાર આવતાં જ દિલ ધડકવા લાગ્યું. મોં પર લ્ઓહી તરી આવ્યું. હિંમત કરી આટલે સુધી હું આવ્યો હતો, પણ આ ગોરી ગોવાલણીએ તાકાત લઇ લીધી હતી.

વિચાર કરી મેં એ જ રસ્તે ચાલવા માંડ્યું. એને વટાવીને બે પગલા ગયો ત્યાં, 'સંદનભાઇ, ઇમ ચ્યોં જાઓ સો !' એણે પૂછ્યું. મારે ત્યાં હરરોજ આવતી હોવાથી મને સારી રીતે ઓળખતી હતી. પણ આમ એકાએક મારી સાથે બોલવાનું શરૂ કરશે એનો ખ્યાલ ન હતો. શું ત્યારે હું એની જ પાછળ આવતો હતો તે એ સમજી ગઇ હશે ? મારા સંબંધે એ કેવો વિચાર રાખતી હશે ? આમ કંઇ કંઇ વિચારો મને આવવા લાગ્યા. છતાં એના પ્રશ્નનો જવાબ તો આપવો જ જોઇએ. શો આપવો ? હું તો ગભરાટમાં જ બોલી ઊઠ્યો : 'તારું ગામ જોવા.' બોલ્યા પછી વિચાર આવ્યો કે આ હું શું બોલ્યો ! એના ગામને જોવાનું મારે શું પ્રયોજન ! અને હવે જરૂર મારા મનની નબળાઇ એ જાણી ગઇ હશે. કદાચ એની ઇચ્છા વિરૂદ્ધ હશે અને કોઇને કહેશે કે ' સંદનભાઇ, મારું ગામ જોવા આવ્યા હતા'તો ? પણ એટલામાં એણે પૂછ્યું; તે ઇમાં શું જોવું સે ? કોંય તમારા ગામ જેવું નહિ. લ્યો ઓંમ આવો. જરા મારું દૂધ તો પીઓ. બાખડી ભેંસનું સે. તમને હવાદ રહી જશે.'

મારી ગૂંચવણનો અંત આવ્યો. આવા મારા ચલણથી એને કાંઇ અણગમતું નહોતું થયું,ઉલટી એ જ ચાહીને મને બોલાવે છે, એટલે હલકો પડી જઇશ એવું કાંઇ નહોતું. જો ગુલાબ જ બુલબુલને બોલાવે તો બુલબુલનો શો વાંક ? જો નાગ જ મોરલી પાસે આવીને બેસે તો વાદીનો શો વાંક ? હવે જે થાય તે જોવા દે અને મારી મુરાદનો જે ઘાટ ઘડાઇ આવે તે પડાવા દે.

'ના રે, એમ તારું દૂધ પીવાય ? ઘેર કાલ આપી જજે.' પીવાનું તો ઘણુંયે મન હતું, પણ એમ પહેલે બોલે પી જઉં ત્યારે તો અણઘડ જ લાગું ને ?

હવે ઘેર તો લેતા લેશો, પણ ઓંય તો પીઓ. ત્યોં કોંય વડનો રૂપાળો છાંયડો હશે ? પંશી આવાં ગોણાં ગાતાં હશે ? અને કોંય મારે હાથે દૂધ મળશે ? ત્યોં તો મારાં બૂન જાણશે તો એક લેશે ને બે મેલશે.'

કોઇ એને કહે છે કે એ અભણ છે, તો એનો અર્થ એટલો જ કે એને અક્ષરજ્ઞાન નથી. કોઇ એને કહે કે બોલતાં નથી આવડતું, તો એનો અર્થ એ જ કે શહેરની ચાપચીપવાળી એની બોલી નથી. કુદરતની વચમાં એ ઉછરતી હતી, કુદરતનો સ્વાદ એ પિછની શકતી હતી અને પોતાના ગ્રામ્ય પણ મધુર અવાજે એનું ભાન મને કરાવી શક્તી હતી. હું તો પલકે પલકે બેડી બંધાવતો હતો.

'વારું, તારું દૂધ તો પીઉં, પણ પૈસા લે તો.'

'કોંય ગોંડા થ્યા ? ઇમ પૈસા લેવાય ! મારા હમ ના પીઓ તો.' કહી હું પાસે ઊભેલો તે જરા અધકુડી થઇ મારી આગળ દૂધનું પ્યાલું ધર્યું. મેં વિચાર્યું, વધારે ખેંચપકડ રહેવા દે. ડોલ કરીશ અને માન માગીશ તેટલામાં કમળ બીડાઇ જશે. મેં એના હાથમાંથી પ્યાલું – દૂધ માપવાનું – લીધું અને દૂધ પી ગયો. અંદર સાકર નહોતી. ગરમ કરેલું નહિ તો પણ મને સ્વદિષ્ટ લાગ્યું. દૂધ કુદરતી રીતે સ્વાદિષ્ટ જ હોય છે. જેઓ તાજું દોહેલું પીએ છે તેઓ તેની મીઠાશ સારી રીતે જાણે છે, અને આ તો તેમાં વળી ખૂબસૂરત સ્ત્રીના હાથનું, એના આગ્રહનું – અને તે એક બેશુદ્ધને પીવા મળેલું !

'ગોવાલણી ! તું શી ન્યાત ? દૂધ પીતેપીતે વાત શરુ કરી.

'લ્યો, તમે તો વટલાયા !'

' ના ના, હું એટલા વાસ્તે નથી પૂછતો; જાણવા જ માટે પૂછું છું. કહે તો ખરી. તું શી ન્યાત ?

'ચ્યમ વળી ? અમે ઢોરાં ચારનારા રબારી લોક.'

'તે તું પરણેલી છે કે ?' મારી ઘેલછા હવે વધ્યે જતી હતી.

જર શરમાઇ એણે ધીમે સાદે 'પચણેલી' કહ્યું.

કોની સાથે ?'

'બળ્યાં સંદનભાઇ, ક્યોંય નોમ દેવાતું હશે? અમ જેવા કોક રબારી હાથે.'

'તું પ્રેમ શું એ સમજે છે ?' હું તો મારું ભાન ભુલી ગયો હતો. શું પુછાય અને શું ન પુછા તેની શુદ્ધ જ નહિ. એ કાંઇ સમજી નહિ,કે મેં શું પૂછ્યું.

'શું ?'

'તું હેત શું એ જાણે છે ? તને તારો વર ચહાય છે ?'

'સંદનભાઇ, ગોંડા તો નથી થ્યા ?'

'ના બસ; મને કહે જ. હું તારી જ પાછળ આટલે સુધી આવ્યો છું. શેરીમાં વાત કરવાની બીક લાગતી હતી. બોલ; હવે તું મારી સાથે વાતો ન કરે તો તને તને મારા સમ.' કહી હું એની સામે બેસી ગયો. વચ્ચે દૂધની તામડીઓ હતી.

એકદમ 'હા.......ચ ! મારી હુંહ્લી ભુલી ! 'હાય હાય !' સાંભળી હું ચમક્યો, એ ઊભી થૈ. 'સંદનભાઇ, આટલી મારી વટલોઇ જોતા બેહશો ?મારી કુશકીની હુંહ્લી ચ્યોંક મેલી આવી સું. હમણાં ઊભે પગે આવું સું.'

'શા માટે નહિ ?'એ આખો દિવસ તાપમાં બેસવાનું કહી જાય તોયે હું તૈયાર હતો,તો થોડી વારમાં શું?

'હા હા, જા જઇ આવ. આ છાપરીમાં બેઠો છું.'રસ્તામાં બેહેલો મને કોઇ દેખે તો કહેશે કેમ બેઠા છો ? તામડીઓ લઇ હું છાપરીમાં બેઠો. અંદર કોઇએ ઘાસ નાખી બિછાનું કર્યું હતું. ઉપર સાંતઠાનું છાપરું છાઇ બાવળની ડાળોથી થાંભલીઓ બનાવી હતી. પાછળથી ભીંતમાં બારી હતી. ભીંતને અઢેલી લાંબા પગ કરી હું બેઠો. વાહ રે ગોરી ગોવાલણી, તારી ગામડાની ભાષામાં મધુરતા ! બસ આજ એને જવા જ ન દઉં. વાતોમાં એને પણ એનું ઘર ભુલાવી દઉં. જોઇએ, મને એ ગાયો ચરાવતાં શીખવાડે છે?એણે ઝીણી સાડી, તસતસતી ચોળી અને રેશમી ચાણીઓ પહેર્યાં હોત તો એ કેવી લાગત ? અંબોડે ગુલાબ ખોસ્યું હોત, ગળામાં મોતીની એક સેર હોત, અને આજ મદમાતી ચાલે એ ચાલી જતી હોત તો કોને ભુલાવામાં ન નાખત ?

– કલ્પનાઓ જોડી જોડી એના રૂપને હું વધારે મોહક બનાવતો હતો અને એ જ કલ્પનાના ચિત્ર સાથે વધારે ને વધારે મોહમાં પડતો હતો. એની તામડીઓ ઉપર કાંઇક નામ લખ્યું હતું તે મેં જોવા માંડ્યું. અસ્પષ્ટ અક્ષરે 'દલી' એટલું વંચાતું હતું. એ ઉપરથી મેં માન્યું કે 'દલી'એનું નામ હશે. કેવી સ્વચ્છ અંદરથી અને બહારથી એણે રાખી છે ! દૂધને શોભા મળે અને સારું જણાય એમાં નવાઇ ? તામડીને લીધે પણ દૂધ ગમે. માથે મૂકવાની ઇંઢોણી એ સાથે કેમ ન લઇ ગઇ ? જ્યારે અદ્ધર તામડી માથે રાખી એ ગામમાં આવે છે ત્યારે શો એનો અવાજ ! પરોઢમાં જેમ પ્રભાતિયું મીઠું લાગે તેમ એનો રણકાર મીઠો લાગે છે. એથી અરધી જાગતી અવસ્થામાં સવારનું શુભ શુકનનું સ્વપ્નું આવે અને આખો દિવસ આનંદમાં જાય. આખા ગામને એ આશીર્વાદ રૂપ દેવી હતી.

આમ વિચાર કરતો વીસેક મિનિટ બેઠો હોઇશ એટલામાં એ આવી અને ‘બેઠા સો ?’ એટલું પૂછ્યું.

’કેમ, ટોપલી જડી?’

’ના રે બઇ ! ચાર પાંચ ઘેર પુશી આવી, પણ ચ્યોંય પત્તો નહિ. કુણ જાણે કુનેય ઘેર મેલી આવી હોઇશ. અત્તારના પોરમાં તે ચેટલે ભટકું !’ કહી જાણે નિરાશ થઇ હોય તેમ બેઠી.

‘દલી !’

’દલી’ કહેતાંની સાથે એ જરા ચમકી : ગોમનાં લોક મને દૂધવાળી કહે સે’.

’જો, આ તારી તામડી ઉપર લખ્યું છે. તે તારે પીઅરથી આ તને મળી’તી ખરું ને ? તારાં લગ્ન વખતે.’

હું તો એનામાં તન્મય થયેલો હતો. તેથી જુદાં જુદાં અનુમાન મેં કરી રાખ્યાં હોય તેમાં નવાઇ નહિ.

’તારો વર બીજી વારનો છે ? ગળામાં શોક પગલું જોઇ મેં પૂછ્યું. મારી નજર એના ધોળા બદન ઉપર પડતાં એણે સામું જોયું અને સાલ્લો સંકોરી ઉપર ખેંચ્યો.

‘તું ને તારો વર આખો દિવસ શું કરો છો ?

’બળ્યો મનખો !’ કહી આડું જોઇ એ હસી.દાંતની કળીઓને સોડીઆમાં સંતાડી હસી.

‘ના, ના કહે તો ખરી; સવારથી સાંજ સુધી તમે શું શું કામ કરો છો એ કહી જા.’

‘તે શું કરતા હઇશુ ? ઢોરોનું કોંમ.હવારમાં વહેલાં ઊઠીએ. દાતણપોણી કરી વાછડાંને ધવડાવીએ. એ ગાયો દોવે ને હું બાખડી દોહું. દૂધ કાઢી ચારબાર નોંશી અમે બે નીહરીએ. એ દરવાજે પેલે હાથે જાય; હું તમારી ભણી વળું. દૂધ આલી, હું ઓંય આવીને એ આવે ત્યાં લગણ બેહું.’

ઓચિંતી મને ફાળ પડી. કદાચ એનો રબારી આવતો હોય અને મને સાથે બેઠેલો જોઇ ફરી વળે તો?

આબરૂ જાય, હલકો પડી જાઉં અને માર પડે તે જુદો. વિચાર આવતાં મોં ઉપર ચિંતા ને ભય છવાઇ ગયાં અને ચાલ્યા જવા ટોપી હાથમાં લીધી.

‘તમે લગારે બીશો નહિ. આજ તો હું એકલી આવી સું. એ તો આજ ઘી વેચવા ગયા સે.’

મને નિરાંત થઇ અને વાતચીત ચાલુ કરી.

તારો વર વાંસળીમાં એવું શું વગાડે છે તે તમે બધાં ત્યાં ઊભા રહો છો ? હું તળાવ ઉપર ઊભો રહી વાંસળી વગાદું તો મને આવડે ખરી?’

હોવે, ચ્યમ ના આવડે ? તે તમને અમ જેવું થાવું ચ્યમ ગમે સે ?’

‘તારે લીધે જ, દલી. તું ખાય તે હું ખાઉ,તારો જાડો રોટલો પચાવું, તારી ગાયોને ચરાવવા જાઉં, એમ મનમાં થઇ ગયું છે. તારું ગામ હજી કેટલું છેટું ?’

‘ચાર પોંચ શેતરવા, પેલી સાપરીઓ દેખાય ઈ.તમે મારે ઘેર રહો ખરા ? અમે તો હાલ્લાને ગોદડી ઉપર હુઈ રહીએ. ખાટલો ઉઘાડામાં ઢાળીએ. પાંહે ઢોર બાંધ્યાં હોય, તે આખી રાત ગોં ગોં બરાડે. તમ જેવાને ત્યોં નો ફાવે.’

‘મને તો એ બહુ જ ગમે છે. તેમાં તારા જેવું કોઇક મારી સાથે હોય તો મારે ઘેર જવાનું નામ જ ન લઉં.’

વાતચીત ઉપરથી હું એમ જ માનતો હતો કે મારી ઉપર એ કુરબાન છે, એના દિલને હું ચોરી શકું છું અને ધીમે ધીમે એ પોતાની લાગણી કહેવા માંડશે. ફુલ ઊઘડે તેમ મારું હૃદય આશામાં ઊઘડતું હતું. ઝરણ વહે તેમ મારી કલ્પના વધતી હતી. કેતકી ડોલે તેમ જીવ ઘુમરાઇ આનામાં ડોલતો હતો. તણખલું હાથમાં લઇ જમીન ઉપર લિસોટા કરતી વાંકું વાળી કમાન બનાવતી, ભાંગીને કટકા કરતી આમ તે રમત કર્યે જતી હતી અને ગભરાટ , ભય કે શરમ રાખ્યા વગર મારી સાથે મિત્રની માફક પરિચિત થઇ વાતો કર્યે જતી હતી.

ઘડીભર અમે બંની શાંતી પકડી ને એટલામાં વીજળી ચમકે અને બાળકના દિલમાં ફટકો પડે, અઘોરઘંટ આવે અને માલતી ફફડે, આનંદ વેરાતો હોય અને શોક પ્રવેશે, તેમ એકાએક છાપરીની ઉઘાડી બારીમાંથી મારી પત્નીએ ડોકું કર્યું અને મારી સામે એકીટશે કોપાયમાન ચહેરે જોવા માંડ્યું.

જોતાં જ શરીર થરથર કંપવા માંડ્યું. એની આંખમાં ગુસ્સાથી પાણી ભરાઇ આવ્યું હતું. શું બોલું અને શું ન બોલું એની ગુંચવણમાં એ પડી હતી. કેટલુંયે કહી નાખું તેનો ઊભરો એને ચઢ્યો હતો અને છતાં એ બોલી નહિ. મારી સામે માત્ર જોઇ જ રહી. મેં નીચી નજર નાખી દીધી. દલી – ધુતારી દલી – સાલ્લામાં મોં રાખી હસતી હતી.

ચિત્રકારને અહીં ત્રણ ચિત્ર ચીતરવાનાં હતાં : એક કાલિકા, બીજી જાદુગરણી ને ત્રીજો બેવકૂફ.

---

**મલિયાનિલ**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

# લાભશંકર ઠાકરના આદર્શ એકાંકીઓ વિશે : નરેશ શુક્લ

સ્વાતંત્ર્ય પછીના સમયગાળામાં ગુજરાતી સાહિત્યમાં ધરમૂળથી ફેરફારો આવ્યાં છે. એક તો ઘર આંગણે ચાલેલી સ્વાતંત્ર્યની ચળવળ અને વિશ્વકક્ષાએ થોડા જ સમયમાં આવી પડેલા બે વિશ્વયુદ્ધોએ ખાસ્સી અસરો જન્માવી હતી. આ ઘટનાઓએ જીવાતા જીવનને જોવાની દ્રષ્ટિમાં જ તદ્ન ફેર પાડી દીધો. આદર્શો અને વાસ્તવ વચ્ચેની ખાઇ એટલી તો પહોળી અને દ્રશ્યમાન થવા લાગેલી કે સંવેદનશીલ કલાકાર ભાગ્યે જ તેને જોયા–સ્પર્શ્યા વિના રહી શકે. એમાં ય નાટક તો અન્ય સાહિત્યસ્વરુપોની સરખામણીએ વધારે ધબકારથી જીવાતા જીવન સાથે સંકળાયેલું હોવાથી એમાં આ વાત જલદી પહોંચી હતી. ગુજરાતમાં એનાથી ઉલટું થયું. ગુજરાતી સમાજ તે કલા–આંદોલનથી યોજનો દૂર હતો, એને કશી લેવા દેવા નહોતી અને ગુજરાતની એ વખતની સર્જક પેઢીએ ગુજરાત કરતાંય યુરોપના કલાઆંદોલનો સાથે જાણે વધારે નિકટતા અનુભવી ! એમણે જે અનુભવ્યું, વાંચ્યું તે ગુજરાતીમાં લાવવા મથ્યા. વિદેશભૂમિ પર યુદ્ધોત્તર ગાળામાં જન્મેલો નિર્વેદ, અસ્તિત્તવવાદ, અસહાય જેવી અવસ્થા અને એબ્સર્ડની અનુભૂતિ જન્મી હતી – એ અહીં નહોતી. જે અહીં નહોતું અનુભવ્યું તે આધુનિકગાળાના આ સર્જકોએ અહીં એકાંકીઓ–નાટકો અને બીજા સ્વરુપોના માધ્યમથી આલેખવાનું શરું કર્યું હતું. આજે એ વાતને બે–ત્રણ દાયકાઓ જેટલો સમય વિતી ગયો છે. અશાંત થયેલા વલયો આસરી ગયા છે. હવે નિદાન કરીને કહી શકાય એવું છે કે એ આયાતી સંવેદનો ઝિલાયા એના કરતાંય થોડા સમય માટે એ જીવાયેલા હોત તો કદાચ ગુજરાતી નાટક અને પ્રતિભાઓને દીર્ઘકાલીન ટકે એવી કૃતિઓ સર્જાવાનો લાભ મળ્યો હોત.

આ હકીકતને નજરમાં રાખ્યાં પછી પણ ગુજરાતી તખ્તાને ચાર–પાંચ એવી પ્રતિભાઓ આધુનિક ગાળામાંથી મળી જે કાળાન્તરે પણ પોતાના સર્જન વડે ટકી રહે તેમ છે. એમાંના એક એટલે લાભશંકર ઠાકર. મધુરાય કલકત્તાથી અહીં આવ્યા પછી અમદાવાદમાં "આકંઠ સાબરમતી"–ના નામે જે નાટ્યપ્રવૃત્તિ શરુ કરી એમાં તત્કાલીન રે–મઠના યુવાન કવિઓ પણ શામેલ થયા ને લીલા–નાટ્યની પ્રવૃત્તિ શરુ કરી. અત્યાર સુધી મોટાભાગે એવું બનતું હતું કે શિષ્ટ પ્રવાહના કવિ–લેખકો તખ્તાથી દૂર રહીને નાટકો આપતા હતા એટલે એ ભજવવા શક્ય નહોતા બનતા અને બીજી બાજુ જે તખ્તા સાથે જોડાયેલા લોકો જે નાટકો લખતા હતા તે મુખ્ય ધારામાં સ્વીકારાય તેવા નહોતા રહેતા ! આકંઠ સાબરમતીના આ લીલાનાટ્યના પ્રયોગોમાં એ વિષમતા દૂર કરવાનો અને ખાસ તો યુરોપીય કલાઆંદોલનોની અસરથી જન્મેલી વિચારસરણીઓ આલેખતાં નાટકો સર્જવાનો પ્રયાસ કરવામાં આવ્યો.

લાભશંકર ઠાકરે 1973માં 'મરી જવાની મજા', 1982માં 'બાથટબમાં માછલી', અને 2003માં'સ્વપ્નાક્ષરી' નામના ત્રણ એકાંકીસંગ્રહો આપ્યાં છે. આ ઉપરાન્ત પૂર્ણકદના ચાર નાટકો આપ્યા છે એમાંથી 'પીળું ગુલાબ અને હું', અત્યંત ખ્યાત થવા સાથે અનેકવાર ભજવાયું પણ છે. ભાષા વિશેનો આગવો ખ્યાલ અને એનો ઉપયોગ લાભશંકરની નિજી ઓળખ બની રહે છે.

ગુજરાતમાં 1935 આસપાસ સુધી ધંધાદારી રંગભૂમિનો સુવર્ણકાળ રહ્યો. એ પછી બીનધંધાદારી રંગભૂમિ અને 1950 પછીના સમયગાળામાં યુનિવર્સિટી–થિયેટરની પ્રવૃત્તિઓ ખીલી ઊઠે છે. કોલેજો અને યુનિવર્સિટીઓના યુથ–ફેસ્ટીવલોમાં વિદ્યાર્થીઓ અને કેટલાક અભ્યાસુ અધ્યાપકોના સહિયારા પ્રયત્નોના કારણે આ પ્રકારની પ્રવૃત્તિ દૃઢ બનવા સાથે નવાં નવાં પરિમાણો પણ જન્મી આવે છે. નાટકના મુકાબલે એકાંકીને વધારે પ્રોત્સાહન મળે છે. ખુબ લખાય છે અને ભજવાય પણ છે. લાભશંકર ઠાકરના એવા ખુબ ભજવાયેલા એકાંકીઓમાંથી પસંદ કરીને સતીશ વ્યાસે આ સંપાદન કર્યું છે. સંપાકીય લેખમાં એમણે લખ્યું છેઃ ‘લાભશંકર ઠાકરના એકાંકીઓમાં વિસ્મય,સરપ્રાઇઝિસ, તિર્યકતા આદિનો તો ભરપુર અનુભવ થાય છે પણ એ સમયને પણ અવળસવળ કરી દે છે, ક્યારેક એનું અતિક્રમણ(ઓવરલેપિંગ) પણ કરે છે. એમની કેમેરા આઇ દૂર રહેલા બે સમયખંડોને એકસાથે મૂકી આપે છે. આને કારણે ઘણીવાર એમની રચનાઓમાં સમયરહિતતાનો અનુભવ થાય છે. આથી અમે પણ અહીં જે ક્રમમાં આ રચનાઓ લખાઇ છે એ ક્રમ સાચવવાને બદલે કે રચનાઓને કોઇ વિશિષ્ટ ક્રમમાં ગોઠવવાને બદલે સ્વૈર રીતિએ ક્રમ આપ્યો છે. ક્રમ તો, કહોને કે સગવડ છે બાકી બધી રચનાઓ આજે એક જ સમયપટ પર મૂકીને જોવા–તપાસવાનો અહીં ઉપક્રમ છે.[1]

આ સંપાદનમાં કુલ–સાત એકાંકીઓ છે. આગળ કહ્યું તેમ આ એકાંકીઓ અવારનવાર ભજવાયાં છે. આ લખાયા જ ‘લીલાનાટ્ય’ સ્વરુપે એટલે એની પહેલી વિશેષતા છે એની તખ્તાલાયકી. જો કે, આ વિશેષતા ન કહેવાય. નાટકની અનિવર્ય શરત જ એ છે કે નાટક કે એકાંકી ભજવાવું જ જોઇએ. ભજવાય નહીં ત્યાં સુધી એ નાટક કેમ કહેવાય ? વચ્ચેના સમયે મનોભૂમિ પર ભજવાતા નાટકોનું ચાલ્યું હતું– પણ એ વાત ટકે નહીં. મનોભૂમિ ઉપર તો બધા જ કલા સ્વરુપો ભજવાય છે એટલે કંઇ એ બધાં નાટક ન બની જાય. લીલાનાટ્યની વિશેષતા એ ગણી શકાય કે એ અનેક પ્રત્યક્ષ પ્રયોગોમાંથી પસાર થઇને, દિગ્દર્શક, પ્રેક્ષક, અભિનેતાથી માંડીને તખ્તાને સ્પર્શતા દરેકની ટપલી ખાધા પછી તૈયાર થયેલા આ એકાંકીઓ સફળતાથી સિધ્ધ થયેલા છે. આ એકાંકીઓમાં આલેખાયેલા વિષયો, એની સંકુલતા– ને એને વ્યક્ત કરવા માટેની પ્રયુક્તિઓ, ભાષાનો પ્રયોગ નવા છે, અ–પૂર્વ છે. એ આ એકાંકીઓની વિશેષતા છે.

એકાંકી સ્વભાવિક જ લક્ષ્યગામી હોય છે. એમાં કશુય વિસ્તારથી, વિગતે આલેખવું પાલવે નહીં. સડસડાટ કહી દે જે કહેવાનું છે એ. પંચ મારવો, ટૂંકી વાર્તા માટે કહેવાયું છે એમ છેલ્લે જતાં વીંછીનો ડંખ જેવી અનુભૂતિ કરાવે છે આ સ્વરુપ. આ સ્વરુપગત લાક્ષણિકતા અહીં સર્વત્ર જળવાઇ છે. ડંખનો અર્થ અહીં આંચકો લાગવાના અર્થમાં નથી લેવાનો. ચત્ત કશોક સંક્ષોભ અનુભવે, ચિત્તમાં કશીક ઝણઝણાટી જન્મે ને લેખક જે સંવેદન કે વિચાર આરોપિત કરવા ઇચ્છતો હોય તેના પટ પર જો ચિત્ત ચાલવા માંડે તો એ એકાંકીની સફળતા છે. ‘વૃક્ષ’માં ચકુનો પિતા ચંપક અચાનક જ વરસાદમાં નહાતા નહાતા વૃક્ષમાં ફેરવાઇ જાય છે! – આ ઘટના કઇ રીતે પ્રેક્ષકના ચિત્તમાં ઝિલાય છે ? આમ થવાના કારણો તપાસવા તરફ વળે કે પછી એનાથી જન્મેલી પરિસ્થિતી તરફ ? એકાંકીમાં, નાટકની જેમ કોઇ એક રસને ઘૂંટવા માટેને અને ભાવોદ્રેક સુધી લઇ જવાનો અવકાશ નથી હોતો એટલે વાત અઘરી થઇ પડે છે. કશુય ઘૂંટાયા વગર જ ઠઠાડી દેવાય તો તત્કાલીન અસર જન્માવીને સ્મૃતિમાં ટકવાના બદલે વિલિન થઇ જાય છે. આવા લઘુ સ્વરુપોની કૃતિઓમાં આવું થવાનો ભય સતત રહે છે. ચંપક વૃક્ષ બની ગયો તે પછીનું આલેખન લાભશંકર બરાબર સંભાળી શક્યા છે. ડોકટર અને ભૂવાને અજમાવ્યા પછી એ દિશામાં વધવાની અને સહેલી પ્રયુક્તિઓમાં જવાની સ્થિતીમાં એ જાતને સંભાળી શક્યાં છે.તરત જ દૃશ્ય–2માં પિતા અને પત્ની ઇન્દીરા કઇ રીતે ચંપકનો વિરહ અનુભવી રહ્યાં છે તે મુકીને માનવચિત્તની લાક્ષણિકતાઓ આલેખવા માટેની ભૂમિકા તૈયાર કરી લે છે. જે અંતે આવનારા વળાંક માટેની પૂર્વ તૈયારી છે. માણસમાં જન્મતો સ્મશાનવૈરાગ્ય અને પછીથી વળગી પડતી સામાજિક ઝંઝાળો કેટલી પ્રબળ હોય

છે–તેનું માર્મિક આલેખન એ આ વૃક્ષ એકાંકીનો ધ્યેય છે. પિતા માટે પુત્ર, પત્ની માટે પતિ અને બાળક માટે પિતા– આ બધાના સંબંધમાં સમય અને ભૌતિક સુખ કેવો ભાગ ભજવે છે તેનું અસરકારક આલેખન કરવામાં આવ્યું છે. જે આ સમૃદ્ધિનું કારણ છે એ જ મૂળે તો પિતા અને પછીથી વૃક્ષ પણ પછીથી નવા પ્લાનિંગમાં નડતરરુપ હોવાથી કાઢી નાંખવાનો જડ આદેશ આપતી ઈન્દિરા ! ડૂસકું ભરતી ચકુ ! આપણાં ચત્તિને ઝંઝેડે છે.

'ઈરાદો', 'બાથ ટબમાં માછલી' અને 'કાહે કોયલ શોર મચાયે રે..' એકાંકીઓમાં મને કશુક સળંગસૂત્રતાવાળું નજરે પડે છે. આ એકાંકીઓના પાત્રો મોટાભાગે આઉટસાઈડર છે, અથવા બીજી રતે કહું તો એમના પોતાના વિશ્વમાં રમમાણ રહેનારાં છે.

'મારો કોઈ ઈરાદો નહોતો'– કહેતો નાયક(સદાશિવ)નો 'કોઈ ઈરાદો' નથી. એ બીજા કહે તેમ કર્યા કરે છે. એનું એકનું એક વાક્ય – મારો કોઈ ઈરાદો નથી, કે નહોતો–નું સતત થતું આવર્તન આમ તો મજા કરાવે. બે ચાર વાર બોલાયા પછી પ્રેક્ષકો એને ઝીલી લેતા હોય એમ બનતું હોય છે. પણ મને એ ગિમિક્સ અહીં બહુ સ્પર્શી નથી. આ બોલવામાંથી કોઈ રીતે એના માનસમાં જઈ શકાતું નથી. છેક સુધી એ અકળ જ રહે છે. જ્યારે લાભશંકર આ જ પાત્રને કેન્દ્ર બનાવીને ચાલતા હોય ત્યારે એના વ્યક્તિત્વની કોઈ રેખા ખેંચાયા વિના જ રહી જતું હોવાથી સહૃદયોને બહુ સ્પર્શે નહીં. એ બધું કરે છે ને એનો ઈરાદો નથી. આ કહેવાય છે વારંવાર, ઠોકી ઠોકીને એ પ્રેક્ષકને ઉતારવા મથાય છે પણ એવું કેમ છે ? એનો કોઈ જવાબ પ્રત્યક્ષ કે પરોક્ષરુપે ય સાંપડતો નથી. પરિણામે લાભશંકરની જાણીતી ભાષારમતથી વિશેષ કંઈ ન લાગે. જયંતિ દલાલે આ પ્રકારના એકાંકીઓ લખાતા થયાં તે જ વખતે એક અન્ય સંદર્ભે આવી ટેકનિક વિશે ટકોર કરતાં લખ્યું હતુઃ 'નાટકમાં ઉક્તિનું પુનરાવર્તન અને પુનઃ પુનઃ ઉચ્ચારણ એ ઘણી અસરકારક કરામત, ડિવાઈસ છે. એબ્સર્ડના બેકેટ અને આયોનેસ્કો જેવા બે સમર્થકોએ આ પુનરુક્તિની જુક્તિમાંથી નવા અર્થ તારવ્યાં છે એ સંપૂર્ણપણે લાક્ષણિક છે– અહીં એવું થાય છે ખરું ? હા, સમયખંડનું ઓવરલેપિંગ અને ન્યાય કરવાની અજાયબ વૈજ્ઞાનિક રીતિ– મજા કરાવે છે, સાથે ચિત્તને જુદા જ અર્થો અને પરિમાણો તરફ ધકેલે છે એ આ એકાંકીની સિદ્ધિ ગણવી હોય તો ગણાય. પ્રેક્ષકમાંથી પાત્રનો પ્રવેશ, રંગમંચ બહારથી મજૂરો–પાત્રોનો પ્રવેશ– અને શરુઆતથી જ નાયિકાનું પ્રેક્ષકો સાથેનું સીધું સન્ધાન ગુજરાતી રંગભૂમિ પર પહેલવહેલા પ્રયોજાયા આ એકાંકીમાં એ નાવિન્યનો સ્વીકાર જરુર થઈ શકે. ટૂંકમાં, અર્થ વિસ્તાર થઈ શકે છે ચિત્તમાં પણ ભાવવિશ્વને બહુ રિઝવી શકે તેમ નથી આ એકાંકી. યુવાનોને મજા ખાતર જોવું ગમે.

'કાહે કોયલ શોર મચાયે રે' – આ એકાંકીને પછીથી લાભશંકર ઠાકરે ત્રિઅંકી નાટક પણ બનાવ્યું છે. આ એકાંકીનું કથાનક અને એની માવજત મજાની છે. નાયિકા માધવી જીવે છે ભૂતકાળમાં. એ પંદર વર્ષ પહેલા એક પબ્લીક પાર્કમાં પહેલીવાર મળ્યા હતાં એ ઘટનાને અભિનય કરીને જીવન્ત કરવા ઈચ્છે છે ને એ વખતે ક્યાંક વાગતું હતું એ ગીત 'કાહે કોયલ શોર મચાયે રે..' ને પણ એ ટેપ પર વગાડવા મથે છે. રિ–વાઈન્ડ કરવાની એની આ મથામણ દર્શકોમાં હાસ્ય ફેલાવવા સાથે ગંભીરતાથી આંતરિક છટપટાહટને પણ આલેખે છે. નવીનમાં વાસ્તવનો સ્વીકાર છે. ઉમરનો સ્વીકાર છે. માધવી એ બેચથી છૂટવા મથે છે ને પકડવી છે જીવનની વિતી ગયેલી મધુર પળને ! આ એની એકની જ ક્યાં મથામણ છે ? આપણે બધા ક્યાંકને ક્યાંક આ થોડા ફેરફારે કરતા જ હોઈએ છીએને ? પણ મળે છે નિષ્ફળતા. લાભશંકર ઠાકરને સમયના પરિમાણમાં ખાસ્સો રસ પડ્યો છે. એ કાળને જુએ છે ટગર ટગર, અળસીયાની ગતિએ ધપતો, ક્યાંક ઝપ્પ દઈને લપકતો સમય એમની કવિતાથી માંડને નાટકમાં પણ અવનાવા રુપે આલેખાતો રહ્યો છે.

એમનું ખૂબ જ ચર્ચાયેલું, ભજવાયેલું એકાંકી એટલે 'બાથટબમાં માછલી'. એબ્સર્ડ–રીતિના આ એકાંકીમાં વિનાયકનું અલગપણું અને સમય સાથેનો એનો નાતો, અને અસબદ્ધતા જે રીતે ઉભરી આવે છે તે અનન્ય છે. આરંભે જ વિનાયક બેઠા છે નળમાંથી ટપકતા પાણીના ટીપાને નિરખતાં.ચહેરા પર ઉત્સુકતા, આશ્ચર્યના ભાવો છે. રંભા અને રસિક આવે છે આ વિનાયક પાસે નવું નાટક માગવા માટે. વિનાયક તલ્લીન પાણીના ટીપાને કુતૂહલથી જોવામાં, વિનાયકને મજા પડે છે દૂધની બોટલ ખોલવામાં, દૂધને તપેલીમાં કાઢવામાં, એને ગરમ થતું જોવામાં, પછી દહીં મેળવવામાં– પ્રતિપળે એ ક્ષણેક્ષણને માણે છે, એના નાનાં બદલાવને રસપૂર્વક નિહાળે છે. પડોશીઓ આવતા જાય છે, દહીં લઇ જાય છે. પહેલા પાંત્રીસ આવતા, એમાંથી એક થોડા દિવસ પહેલા જ ગુજરી ગયા એટલે હવે ચોત્રીસ આવે છે. આ બધું એ નિરખે છે, રંભા રસિકને નવું નાટક કહે છે – 'બેઠકરુમમાં બાથટબ..સ્ટુલ પર ઊભા રહીને એમાં ગલ નાંખવાનો, બાથટબમાંથી માછલી પકડાશે–ની ઉત્કંઠાપૂર્વક રાહ જોવાની'. એકદમ આઘાત અને આશ્ચર્યથી વિનાયકની આ હરકતોને નિહાળતા રસિકથી રહેવાતું નથી તે છેલ્લે પૂછી બેસે છેઃ– "જસ્ટ એક કુતૂહલ જેવું છે. આ તમે ઊભા છો, બાથટબમાં માછલી પકડવાનો ગલ નાખીને તે છેવટે, એન્ડમાં, આઇ મિન નાટકના અંતમાં માછલી પકડાશે ખરી...?"

જવાબમાં વિનાયક હસી પડે છે, કહે છેઃ "ના. પૂછો શા માટે ના..."

રંભાઃ "શા માટે ના...?"

વિનાયકઃ બાથટબમાં માછલી ના હોય.

(રસિક–રંભા ડઘાઇને જોઇ રહે છે)

હોય...?

– માનવ જાતનું સ્ટોપ રનિંગ, સિસિફસનું શિલાવરોહણ,અશ્વસ્થમાનું ભટકવું– આ બધાં ઉદાહરણોથી જે અર્થશૂન્યતા સૂચવવાની મથામણ થઇ છે તે અહીં નાટ્યોચિત રીતે લાભશંકર ઠાકરે મૂકી આપી છે.

આ ત્રણેય એકાંકીઓના પાત્રોમાં સમયને જુદા જુદા રુપે જોવાની મથામણ ચાલી છે. આ એકાંકીમાં ટાઇમનું પરિબળ ચાવીરુપ ભૂમિકામાં આલેખાયું છે. એકધારાપણામાંથી છૂટવાની મથામણ, પહેલામાં અપર પિતાની હત્યા કર્યાનો ડંખ,'કાહે કોયલ શોર મચાયે રે..'માં સરી ગયેલ રોમાંચક પળમાં જીવનનો અર્થ શોધતી માધવી અને બાથ ટબમાં માછલી ન જ હોય – એની પાકી સમજ સાથેય રસપૂર્વક ગલ નાંખીને ઉભેલા વિનાયક ! આ ગુજરાતી રંગભૂમિને સાવ બદલી નાંખનારાં, અનેક વૈચારિક વમળો સર્જનારાં પાત્રો છે. એના થકી લાભશંકર ઠાકર ગુજરાતી સાહિત્યમાં પોતાનું સ્થાન મજબૂત કરી ઊભા છે.

એમના અન્ય એકાંકીઓ કરતાં. મરી જવાની મઝા, કુદરતી, અને રમત– એ એકાંકીઓ મને થોડા જુદા લાગ્યાં છે

મરી જવાની મજાનું કેન્દ્રસ્થ પાત્ર રાજકુમારી એને મળેલ પરિસ્થિતીના કારણે ભૂખ,ઊંઘ,કુદરત,મોરથી માંડીને આખાય જગતને જોવાની એક સાવ વિશિષ્ટ એવી સમજ ધરાવે છે. એને ક્યારેય ફિનોમિનન સુધી જવું જ પડ્યું નથી. ભૂખનો એને અનુભવ જ નથી. મરણ– શબ્દ અને અર્થ એની આસપાસ ફરક્યાં જ નથી.એવી રાજકુમારી જ્યારે એનાથી તદ્ન વિપરિત એવા માહોલમાં જ જન્મેલા અને જીવેલા છોકરા સાથે મુકાય ત્યારે જે દેખીતું હાસ્ય અને એના પછવાડે જે કરુણતા જન્મે છે તેને આલેખતું મજબૂત એકાંકી છે. સમાજિક વિષમતા તો ઉભરે જ છે સાથો સાથે એક જ સમય,એક જ દેશ–પ્રદેશમાં પ્રવર્તતી આટલી મોટી ખાઇ અને એના કારણે વિચાર–ભિન્નતાના ભયાનક ગેપને પણ લેખકે આ નાટક દ્વારા

આપણી સામે મુકી આપ્યો છે. ભજવવા માટે દિગ્દર્શક અને અભિયનય માટે અભિનેતાઓને કેટલીબધી શક્યતાઓ આ એકાંકીમાં મુકી આપવામાં આવી છે.

કુદરતી સ્વયંમ સ્પષ્ટ છે. પાપની વ્યાખ્યા સરસ કરી છે– 'પુન કરવાનું પણ ઇનો વિચાર નઇ કરવાનો. થઇ જવું જોઇએ, કુદરતી'. લાભશંકર આ એકાંકીમાં ઝાલાવાડી બોલીનો પ્રયોગ સરસ રીતે કરી શક્યાં છે. એ ભાષા પાસેથી ગજબનું કામ લઇ શકે છે, પણ એ જ એમની મર્યાદા પણ બની રહે છે. એ પાત્રો પ્રમાણેની ભાષા ભાગ્યે જ સરજી શક્યા છે. બને ત્યાં સુધી દરેક પાત્રમાં લાભશંકર ઠાકરના પોતાના લહેકા સંભળાયા કરે છે. બીજું, એક સ્તરનું વિચારતા પાત્રોની શ્રેણી રચે છે. 'કુદરતી' એકાંકી નોંખી મુદ્રા સાથે ઉપસી આવે છે.

'રમત' એકાંકી મને વધારે અસરકારક લાગ્યું છે. આપઘાત કરવા તૈયાર થયેલી સ્ત્રી હેલ્પ લાઇન પર ફોન કરીને અંતિમ સમયમાંથી પસાર થઇ રહી છે– એ આખી સ્થિતી સર્જીને માનવચિત્તની અજીબ એવી તસ્વીર આપણી સામે આલેખી આપી છે તે અદ્ભુત છે. ફોનના બંને છેડે બેઠેલા વચ્ચે સીધો કોઇ નાતો નથી.નામ જાણતા હોય તેટલો પણ નહીં ! આવા પાત્રો વચ્ચે જેને સાવ અંગત કહી શકાય તેવી બાબતને મરણોન્મુખ એવી સ્ત્રી ક્રમશઃ જે રીતે ખોલતી જાય છે ને પુરુષ એને એ માટે પ્રેરતો જાય છે તે કશી પણ વધારાની આંગિક ક્રિયાઓ કરાવ્યા વિના માત્ર વાચિકથી પણ અસરકારક રીતે ઉપસાવાયું છે. બહુ સહેલાઇથી રેડિયો પર પણ ભજવી શકાય અને જુદી જુદી રીતે સ્ટેજ પર પણ ભજવી શકાય એવા આ એકાંકીમાં ચિત્તનો સંઘર્ષ, માનવીની પ્રબળ આધિકારભાવના અભિવ્યક્ત થઇ છે.

છેલ્લે લાભશંકર ઠાકરના આદર્શ એકાંકીઓ વિશે સમગ્રલક્ષી થોડી વાત કહીને મારું વકતવ્ય પુરું કરીશ.

આ એકાંકીઓ વિચારકેન્દ્રી વધારે છે. વિચારસરણીઓને વધારે પ્રાધાન્ય આપતા હોવાથી ભાવવિશ્વ સ્વભાવિક જ ઝાંખું પડે છે. તેમ છતાં ચકુના મૂંગા ડુસકા, રાજકુમારીનું અલ્લડપણું,કુદરતીનો સ્વર્ગારોહણ કરી આવેલો બાબુ અને નાનપણથી જ ઉછરેલ ભાઇ ઉપર અધિકાર અને પ્રેમભાવ ધરાવતી થઇ ગયેલી સ્ત્રીના સંવેદનવિશ્વની સાથે કંઇક અંશે આપણું ચિત્ત પણ જોડાય છે. ભાષાની છટાઓનું વૈવિધ્ય ઘણું છે. પહેલા એકાંકીથી આરંભીને છેલ્લા એકાંકી સુધી પહોંચતામાં ઘણું એવું છે જે તમને જકડી રાખે. પણ સાથો સાથે એ પણ હકીકત છે કે કુદરતી સીવાયના એકાંકીઓની ભાષા ખાસ કંઇ જુદી પડતી નથી. એની પાછળ એકમાત્ર વિચારપૂંજ સક્રિય હોય તેવું પણ લાગ્યા વિના રહેતું નથી. સમયને ઉલટસૂલટ કરવાની લાભશંકર ઠાકરની મથામણ તત્કાલીન અસર જન્માવવામાં તો કદાચ સફળ થતી હશે પણ પછીથી એ તો એના નિયમિત પ્રવહણની અવસ્થામાં જ અનુભવાય છે એ પણ હકીકત ભૂલવા જેવી નથી. રમત માત્ર રમત બની રહે છે, અનુભૂતિમાં બદલાવ કે ચોટ આપતી નથી.

આ એકાંકીઓએ ગુજરાતી યુનિવર્સિટી થિયેટર,બિનધંધાદારી રંગભૂમિને ઉર્જા અને ગતિ આપ્યા છે અને હજી પણ આપતાં રહે છે. મંચની ગૂંજાઇશને કઇ રીતે ખપમાં લઇ શકાય તે લાભશંકર ઠાકરની પેઢીએ ગુજરાતી તખ્તાને શીખવ્યું છે– તે બાબતને કોઇ અવગણી શકે તેમ નથી.

[1] પૃ–7. લાભશંકર ઠાકરના આદર્શ એકાંકીઓ. સં.સતીશ વ્યાસ. પ્ર.આ. 2004,2006. પ્ર.અરુણોદય પ્રકાશન, ગાંધીરોડ, અમદાવાદ,પૃ–16 +144, કિં.80

---

**ડો. નરેશ શુક્લ, 53–એ, હરિનગર સોસાયટી, મુ.પો. વાવોલ. જિ. ગાંધીનગર, પીન–382016, ફોન નં– 94280 49235**

---

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

## ‘ગાંઠ છૂટયાંની વેળા’ આદિવાસી સમાજજીવનની વ્યથા–કથા: ડૉ. શિવાંગી પંડ્યા

વર્ષા અડાલજાએ ૧૯૬૬માં લેખન – કારકિર્દીની શરૂઆત ફેશન કોલમિસ્ટ અને પત્રકાર તરીકે કરી. ત્યાર બાદ તેમણે ટૂંકીવાર્તા અને નવલકથા લખવા માંડી. તેમના સર્જનમાં મુખ્યત્ત્વે સામાજિક નવલકથા. આ નવલકથાઓનું કથાવસ્તુ આપણી આસપાસ બનતી કોઈ સત્ય ઘટના, સામાજિક સમસ્યા, પ્રશ્નો કે એવા કોઈ બનાવો જે આપણે આપણા સામાજિક માળખાં કે મનુષ્ય– મનુષ્યના સંબંધો વિશે ફરીથી વિચારતાં કરી મૂકે એવું હોય છે.

સત્ય ઘટનાઓ પર આધારિત નવલકથાઓ માટે જ્યાં જ્યાં શક્ય હતું તે જગ્યાએ જવાનો, એ વિષે વધુ માહિતી ભેગી કરવાનો અભિગમ લેખિકાનો રહ્યો છે. જેમ કે ‘ગાંઠ છૂટયાની વેળા’ વખતે મધ્યપ્રદેશના ઝાબુઆ જિલ્લાના કઠ્ઠિવાડાના જંગલોમાં લેખિકાને રહેવાનું બને છે. આમ, પ્રત્યક્ષ અનુભવ થયા પછી જ તેમણે ‘ગાંઠ છૂટયાની વેળા’ નવલકથા આપવાનો પ્રયાસ કર્યો છે.

પ્રથમ કચ્છમાં અને પછી ગુજરાત તથા મધ્યપ્રદેશની સરહદે મધ્યપ્રદેશમાં આવેલા ઝાબુઆ જિલ્લાના કઠ્ઠિવાડ પ્રદેશમાં માધવલાલ મહારાજે જે કંઈ કર્યું એની કથા અહીં રજૂઆત પામી છે.

સમાજના સાવ છેવાડે એક આખા સમૂહના જીવનની દિશા બદલવા જંગલમાં સેવાની ધૂણી ધખાવી બેઠેલા ચુનીલાલ મહારાજ (માધવલાલ) ના જીવનના અનુભવો વાર્તા રૂપે લેખિકાએ અહીં ગૂંથ્યા છે. આ કૃતિ સામાજિક કથાની સાથે–સાથે સામાજિક જીવનનો દસ્તાવેજ પણ છે.

માધવલાલ મનથી દયાળુ અને પરગજુ સ્વભાવના હતા. એ વાત પણ લેખિકાએ શબ્દચિત્ર દ્વારા ઉપસાવી છે, "પણ મનનો પ્રવાહ જીવનથી ઊલટી દિશામાં વહેતો રહેતો. એના મનની મોજ તો હતી બીજાનું કામ કરવામાં ! બીજા લોકો માટે જીવવામાં, વહેલી સવારથી હોસ્પિટલો, મજૂરોનાં ઝૂંપડાંઓ, અનાથાશ્રમોમાં ફર્યા કરવું, જેનું કોઈ ન હોય એની પડખે ઊભા રહેવું, એમના અધિકારો માટે લડવું. દવાઓ ... કપડાં... અનાજ... પ્રેમ સઘળું જ ગરીબોમાં વહેંચી દેતાં. દાણાબંદરના વહેપારીઓએ મહારાજનું બિરૂદ એને આપ્યું હતું...નામની સાથે જ એ અટકની જેમ વળગી ગયેલું" (પૃ. ૮)

કામધંધા વિનાનો પાણી માટે ફરતો, વ્યસનોમાં ડૂબેલો આ માનવસમૂહ ! શિક્ષણની સદંતર ઉપેક્ષા... સ્ત્રીઓની ગુલામથી યે બદતર દશા... હરિજનોની કનડગત... અફીણ, તમાકુ અને ચ્હાના બંધાણી... વહેમ અને અંધશ્રદ્ધા... સ્વાતંત્ર્યનાં દસ વર્ષ પછી યે તરસ્યાં રહેતાં લોકોની વાત ભાવકને હચમચાવી મૂકે છે.

મહારાજ કચ્છથી પોતાની પત્નિ (બીજી) વનિતા અને બાળકોને મળવા મહુવા પહોંચે છે ત્યારે વનિતા મૃત્યુ પામી હોય છે. વનિતાની બા મહારાજ આગળ પોતાની વ્યથા ઠાલવે છે: "એને વેણ ઊપડી ત્યારે તો હું નંઈ. તમારી મામીએ ઘરમાંથી ખાટલો ખેંચી, એને નાખી દીધી ફળિયામાં. કે’ કે તું ને તારો ધણી

ઢેઢડાં ભેળાં રચો છો તે આંઈ પડી પડી નાખ બોકાસા.... અસ્પતાલનાં માણસને મેં વાત કરતાં સાંભળ્યાં'તા, આ તો ઓલા કોંગ્રેસવાળાની વહુ છે, ખાદીવાળી. એના ધણીને કે ને, કે ઢેઢડો દાકતર લાવીને જણતર કરે... હાથે કરીને રતન ધૂળમાં રોળાઈ ગયું..." (પૃઃ ૧૩૭-૮)

કથાનાયક – મહારાજ સર્વોદય યોજના કેન્દ્ર (કચ્છ)ના કાર્યકર તરીકે સ્વૈચ્છિક નિવૃત્તિ લઈ ગુજરાત – મધ્યપ્રદેશની સરહદ પર મધ્યપ્રદેશના ઝાબુવા જિલ્લાના કઠ્ઠિવાડા પ્રદેશમાં જવા તૈયાર થાય છે. એ પહેલાં તેમના લગ્ન બેવડિયા ગામમાં રહેતી બાળવિધવા કુમુદ સાથે થાય છે. કુમુદને મહારાજ પોતાની બીજી પત્નીની યાદમાં વનિતા કહીને જ બોલાવે છે.

મહારાજ મધ્યપ્રદેશના ઝાબુવા જિલ્લાના અલીરાજપુરમાં રહી શોષક આદિવાસીઓની સ્થિતિ સુધારવા પોતાનું જીવન સર્મિપત કરી દે છે. આ પ્રદેશ એવો હતો કે આખા એશિયામાં સૌથી વધુ હત્યાનો આંક અહીં નોંધાયો હતો. લીલું નારિયેળ વાઢી નાખે એમ માણસોનાં માથાં વધેરાઈ જતાં અને એ ગુન્હો સરકારી દફતરમાં ઊંડે ઊંડે દટાઈ જતો.

અલીરાજપુરમાં મહારાજને સૌથી પહેલો અનુભવ થાય છે એક પોલીસ અધિકારી દ્વારા આદિવાસી સ્ત્રીની છેડતીનો. જેને લેખિકાએ આ રીતે શબ્દચિત્ર દ્વારા આપણી સમક્ષ રજૂ કર્યો છેઃ " .. ત્રણ-ચાર આદિવાસી યુવતીઓ પાથરણું પાથરી બેઠેલા ફેરિયા આગળ આવીને નીચે બેઠી છે. ચીંથરા જેવા ફાટેલા સાડલા સિવાય શરીરે કશું નથી. સાડલાને શરીરે બે-ત્રણ આંટા લઈ વીંટાળી દીધો છે. ત્યાં ત્રણ -ચાર પોલીસોમાં ઊંચી પાયરીનો દેખાતો પોલીસ અમલદાર આગળ આવ્યો. એણે નીચા નમી, ફેરિયાના પાથરણા પરથી ખોટી વીંટી ઊંચકી અને અચાનક બાજુની યુવતીના સાડલામાં હાથ નાખી એના ઉઘાડા સ્તનને હથેલીમાં દબાવવા લાગ્યો. યુવતીની તરફડતી ચીસ પર થઈને પોલીસના ખડખડાટ હસવાના અવાજોથી એ આઘાત પામી ચારે તરફ જોઈ રહે છે" ( પૃઃ ૧૫૨)

આ દશ્ય જોઈ મહારાજ એક ઝાટકે આદિવાસી યુવતીનો હાથ પડકી છોડાવે છે તેથી પોલીસ અફસરની આંખો ફાટી જાય છે અને એક લાંબી નજરમાં મહારાજનો ચહેરો મનમાં મઢી લઈ ત્યાંથી નીકળી જાય છે. આ ઘટના બનવાથી ફરિયાએ મહારાજને કહ્યુંઃ "અહીં તો રોજ આવું થાય છે બાબુજી. પોલીસ જ અહીં ચોર છે. તમે મરી જશો કે જશો જેલમાં. કોઈ નહીં સાંભળે, શું સમજ્યા ! જરા છાતીને રમાડી લીધી એમાં શું ગયું !" (પૃઃ ૧૫૩)

આ સાંભળીને મહારાજને થાય છે કે, આ લોકોના શરીરમાં લોહી હતું કે બરફ ! આ એવી જગ્યા હતી કે અહીં તો ફરિયાદ કરવી એ જ અપરાધ હતો ! વાડ ઊઠીને ચીભડાં ગળે એમ ખુદ પોલીસ જ દમનનો કોરડો વીંઝતી હતી ! શાકાહારો પણ શેરડીના સાંઠાની જેમ રાંક લોકોનું ટીપટીપે રસ ચૂસતા હતા.

મહારાજ આ પ્રદેશમાં આદિવાસી ભીલ જેવો કોસ્ટો-નાનકડી લંગોટી પહેરી સાવ ઉઘાડા થઈ, ચશ્મા ઉતારી જંગલોમાં રખડયા કરે છે અને એ રીતે આ પછાત -રાંક પ્રજાને રીઝવવા અથાગ પરિશ્રમ કરે છે.

મહારાજ હાટબજારની એક બંધ દુકાન પર થાક ખાવા બેસે છે ત્યાં જ તેમને એક અત્યંત કરુણ ચીસ સંભળાય છે અને એ દિશા તરફ જોવે કે વિચાર કરે ત્યાં તો " ફટાક દઈ ધારિયાથી ઉડાવી દીધેલું લોહીથી લથપથ માથું લાલચટ્ટક કલંગરની જેમ ઊછળીને એમની સામે આવીને પડયું. એની ફાટી ગયેલ આંખો... બહાર લબડી પડેલી જીભ... ઢાળવાળા રસ્તા પરથી ગબડતું ગબડતું એમના પગ આગળ આવીને અટકી ગયું... ધડની જ બાજુમાં ક્રોધથી કાંપતો લોહી ભરેલું ધારિયું ઉગામી ખૂની આદિવાસી ઊભો હતો. અચાનક જ બાજ પક્ષી ઝપટ મારી પક્ષીની કુમળી ડોક મરડી નાખે અને તત્ક્ષણ એનો તરફરાટ શમી જાય, એમ બિહામણા ભયે તમામ અવાજોની ડોક મરડી નાખી" (પૃઃ ૧૬૨-૩)


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

મહારાજને આવો ભયંકર વરવો દેખાવ જોઈને કમકમાં છૂટી જાય છે. આ બનાવ તેમને માટે આશ્ચર્ય સાથે આઘાત આપે તેવો હતો. "આ આદિવાસી સાવ જંગલી છે, સગ્ગા બાપને તીરથી વીંધી નાખેં" – વાઘેલાનું આ વાકય તરત તેમની સ્મૃતિમાં ઝબકી જાય છે.

અલીરાજપુરમાં નાના સરખાં ઘરમાં મહારાજ પત્ની અને બાળકો સાથે રહે છે. એક રાત્રે મહારાજ ઓટલા પર સૂતા હતા ત્યારે પોલીસ તેમને ઘેરીને ઊભી હતી. અવાજ થતાં વનિતા ફાનસ સંકોરતા હાથમાં લાઠી લઈ દરવાજો ખોલે છે અને પોલીસને જોઈને મહારાજને બચાવવા વનિતા લાઠી હવામાં જોરથી ફેરવે છે. આ દૃશ્ય જોઈ પોલીસ ચોંકી ઊઠે છે. એમને માટે એક સ્ત્રીનો આ અનુભવ નવો હતો. તેમને મન – "સ્ત્રીને તો મોંઢે રૂમાલ બાંધી, ખભે ઊંચકીને જીપમાં પોટલાની જેમ નાખી દેવાની. ચપટી વગાડવા જેવું સહેલું કામ. બે દિવસમાં એ ચૂંથાઈ જાય એટલે જંગલમાં છોડી મૂકવાની. બાંધેલી હરણીની જેમ એ દોડી જાય." ( પૃઃ ૧૭૧) પણ સ્ત્રીનું આ સ્વરૂપ નવું હતું.

લાઠી ફેરવતા વનિતાએ એ બંને ફરતો એવો ગઢ રચી દે છે જેથી કરીને મહારાજાને ચૂપચાપ પકડી લેવા અશક્ય નહીં બલકે મુશ્કેલ પણ હતું.

સૌરવા ક્ષેત્ર સૌથી પછાત અને જંગલિયતથી ભરપૂર હતું. ખુદ પોલીસ પણ ત્યાં પગ મૂકતાં ડરતી હતી. ભીનમોરેના ડાકુઓનો સરદાર સામંતસિંઘ મધ્યપ્રદેશના પોલીસ ખાતામાં જોડાય છે. એમ જાણે કે કાળાં કામો કરવાનો ખુલ્લે આમ પરવાનો મળ્યો હતો. એનાં કૃત્યો પર કાયદાની જાણે કે મહોર લાગી હતી. એના નામથી આદિવાસી સ્ત્રીઓ પારેવાની જેમ ફફડતી, લપાતી.

સામંતસિંઘ રાત્રે સ્ત્રીની શોધ કરતાં ઠૂંઠી– આદિવાસી યુવતીને ત્યાં ભૂખ્યા વરુની જેમ આવી પહોંચે છે. તેનો પતિ બહારગામથી પરત આવ્યો ન હતો તેથી તેની એકલતાનો લાભ ઉઠાવી ચીસો પાડતી, તરફડતી ઠૂંઠી પર સામંતસિંઘ અને તેનો સિપાઈ વારાફરથી બળાત્કાર કરે છે.

આ વિસ્તાર એવો હતો કે જયાં રોજ આદિવાસી યુવતી પર બળાત્કાર થતો. જે પાણી પીવા જેવી સામાન્ય બાબત લેખાતી. એમની ઈચ્છાને તાબે ના થનાર યુવતીઓની યોનિમાં વીજળીના કરંટ અપાતા તથા એમના બાપ કે ભાઈને જીપમાંથી પેટ્રોલ કાઢી પોલીસ ચોકીમાં જ જીવતા સળગાવી દેવામાં આવતા.

અલીરાજપુરના દેવહાટથી ચૌદ માઈલ દૂર કઠ્ઠિવાડા. શિવજી શેઠ મહારાજને રાણા જયદીપસિંહ પાસે લઈ જાય છે. જેઓ એક સમયના કઠ્ઠિવાડાના રાજના વંશજ હતા. તેઓ મહારાજને કઠ્ઠિવાડાના જંગલમાં રોકાવાનું કહે છે અને આદિવાસીના જીવન વિશે જણાવે છે કેઃ "યહાં કે આદિવાસી કે જીવન તો પશુસે ભી બદતર હૈ. ઉસકે પાસ ન ઘર હૈ, ન પશુ હૈ, ન ખેતી હૈ. ઔર ઉપર સે શાસક વર્ગકા જુલ્મ, શોષણ, અન્યાય ! હમારી ઔર તો પૂર્વગૃહ હૈ. હમ કભી અવાજ ઉઠાતે હૈ તો કહ દેતે હૈં, તુમ્હારા રાજ ગયા. સાલિયાણા ગયા. ઈસી લીયે જલન કે મારે બોલ રહે હો" (પૃઃ ૧૯૨)

આ સ્થિતિ જોઈને મહારાજ સપરિવાર કઠ્ઠિવાડા જંગલમાં રહેવાનો નિર્ણય કરે છે. આમ, મહારાજા આખો દિવસ ગમે ત્યાં હોય પણ રાત્રે અચૂક અહીં જંગલમાં સુવા આવતા. અહીં આવતા જ તેમને વિચારોના ઘોડાપૂર દોડી આવતા અને તેમને ભીંસમાં લેતાં "...હું એકલે હાથે શું કરી શકીશ ! છેક જંગલી અભણ પ્રજા. કાચી માટીનો લોદો. એમાંથી ઘાટ ઘડવો કેટલો દુષ્કર... (પૃઃ ૧૯૬)

મહારાજ માટે માથું કાઢી ગયેલી અફસરશાહી, સ્વાર્થી રાજકારણીય નેતાઓ અને લાલચુ સેવકો– દલિતોનાં અજ્ઞાન અને ગરીબી કરતાંય વેંત ચડે એવા કટ્ટર દુશ્મનો હતા.

બંને પતિપત્નીનો રોજનો એક નિત્યક્રમ. સૂરજ ઉગતાની સાથે આદિવાસી છોકરાંઓને પકડી લાવવાના. ભાગી જાય એટલે ફરી પકડી લાવવાના. મહારાજના કામ કરતા વનિતાનું કામ ખૂબ કપરું હતું.

આદિવાસી છોકરાંઓને પકડીને આશ્રમમાં વનિતા લઈ આવતી. આ બાળકો જન્મ્યા પછી ન્હાયા જ નથી હોતા અને શૌચ જઈને સાફ કરવાનું તો પેઢીઓથી રિવાજમાં નહોતું. બેચ કૂલા સુધી મેલું સુકાઈ સુકાઈને પોપડા બાઝયા હોય. એની પર મચ્છર અને માખીનાં ઝુંડના ઝુંડ વળગ્યાં હોય. માથે તો જાણે સુગરીનો માળો ! નાકમાંથી સતત ગળતી લીંટ, અને એ લીંટને લહેજતથી ચાટવા ઘડી ઘડી લબડતી જીભ.

આ આદિવાસી બાળકોની પરિસ્થિતિ હતી. આવાં છોકરાંઓને પકડીને લાવ્યા પછી મહારાજ ધારદાર કાતર અને અસ્ત્રો લઈને સમૂહ– હજામત કરતા. મહારાજના બાળકો કૂવેથી પાણી સીંચે અને વનિતા ચોળી ચોળીને વર્ષોનો મેલ, પરસેવો, મેલુ સાફ કરતી. વળી અહીં પેટ ભરીને ખાવા મળતું એટલે સૌ બાળકો થોડી– થોડી વારે શૌચ માટે દોડે અને તે પણ ઘર– આંગણામાં જ. વનિતા ટોપલી લઈ મોંએ સાડલાની બુકાની બાંધી બધાનું મેલું ઊંચકવા નીકળે. કૂવેથી પાણી લાવી ફરીથી બાળકોને વનિતા સ્વચ્છ કરતી. બાળકો પોતાના ઘરે જાય ત્યારે મા–બાપ ચિડાઈને કહેતાઃ "છી છી ! આ તે કેવું ! વાળ કાપવાના, ઓળાવાના, નખ કાપવાના અને શરીરે પાણી રેડવાનું" (પુ.૨૦૩)

આશ્રમના બાળકો એક દિવસ માધોસિંગને આશ્રમમાં લઈ આવે છે. એ દેખાવે ગંદો હતો તેથી મહારાજે તેના વાળ કાપ્યા અને બીજા બાળકોએ તેને ઘસી ઘસીને નવડાવ્યો. પરંતુ તે નાસી જાય છે. બે –ત્રણ દિવસ પછી છોકરાંઓ વનિતાને સમાચાર આપે છે કે બા પેલા માધોને તેના બાપ બહુ મારે છે. આ સાંભળી વનિતા તેને બચાવવા તેને ઘરે જાય છે અને જુએ છે તો એનો બાપ ઝાડની સુકકી ગાંઠવાળી સોટી લઈને રૌદ્રરૂપે માધુને મારતો હતો. છેલ્લી ચીસ નાંખી માધુ બેભાન થઈ ઢળી પડે છે. એના શરીરે સોળ પડયા હોય છે અને તેની મા એમના દેવ પિઠોરાની સામે બેસી શાંતિથી મહુડાનાં બી ફોલતી રહે છે. આ દ્રશ્ય જોઈ વનિતા માધુના બાપને પડકાર ફેંકી પૂછે છેઃ "હેતરા મોટલા પોરિયાને ઠોકતાં તને કંઈ અવલ લાગતેલો ! " તે સામે જવાબ આપતા કહે છે. " બા મેં પોરિયાને ની ઠોકતેલો. યો ભૂતનો સાળો મટાડવા ઠોકતેલો." વનિતા સામે જવાબમાં કહે છેઃ " યે ભાયા ! ભૂત કાજે પોરિયાને ઠોકીન, ભૂતને ની લાગે, તારો પોરિયો મોર જાશે." ચર્ચા નિરર્થક લાગતા વનિતા માધોસિંગને ઊચકીને દોડે છે અને તેના બાપને કહે છેઃ " યે રામલા. તારા પોરિયા કાજે ઓહો કાંઈ કોર્યો, મારી પૂંઠળ આવતો'તો પોલીસ થાણે ઠોકાવી ઘાલીશ." (પૃઃ ૨૧૪–૫)

મૂળ વાત એમ હતી કે મહારાજ અને વનિતાએ બાળકોને સાભ્ય બનાવવા જહેમત ઉઠાવી હતી. તેઓ સવારે બાળોકને પ્રાર્થના કરાવતા, મા બાપને પગે લાગતા શીખવાડતા. તેથી માધોસિંગ મા–બાપને પગે લગતાં તો મા–બાપ માને છે કે માધુમાં ભૂત પેઠું છે. જેને કાઢવા માટે તેનો બાપ તેને એટલી હદે મારે છે કે માધોસિંગ બેભાન થઈ જાય છે. આ ભૂતથી નહીં ડરનારી પ્રજા પોલીસના નામથી થરથર કાંપતી હોય છે.

એક સરકારી અધિકારી લક્ષ્મીપ્રસાદ બે–ત્રણ કેસોની જાત તપાસ માટે અલીરાજપુર આવે છે. એ સમય દરમિયાન બે–ત્રણ ઉચ્ચ પોલીસ અધિકારીઓ તરત જ મસાલામૂર્ગીની વ્યવસ્થા કરી પહોંચી જાય છે અને કહે છેઃ "સાહેબ અસ્સલ મહુડાનો છે. મોકલાવું ? અને સાહેબ ! મહુડાના દારૂથી યે વધુ ઘેન ચડાવે એવી ભીલડી પંદર વરસની...સોળ વરસની... પછી કહો તો ગર્ભવતી. એની યે મજા છે સાહેબ ..." આ સાંભળી લક્ષ્મીપ્રસાદ ગુસ્સેથી તાડીની મટકીઓને લાત મારી તોડી નાખે છે અને કહે છેઃ " સોલહ સાલકી તો મેરી બેટી હે. કયા આપ અપની બેટિયોંકો, બહેનોકો સબકે સામને નજરાના રખાતે હો" ? (પૃ ૨૨૦) આ સાંભળી પોલીસ ઓફિસરો પર વીજળી પડી હોય એમ સ્તબ્ધ થઈ જાય છે અને પોલીસ અફસર થોથવાતા કહે છેઃ "જી ...બાત યે હૈ કિ સબ લોગ યહાં આ કે યેહી ચીંજે હમસે માંગતે હૈ ઈસી લીયે આદત–સી હો ગઈ." (પૃ ૨૨૦–૧)

આ ચિત્ર ઉચ્ચ પોલીસ અધિકારીઓનું માનસ છતું કરે છે તે જોઈ શકાય છે.

લક્ષ્મીપ્રસાદ, મહારાજાના આશ્રમની મુલાકાત લે છે. અને એક રિપોર્ટ તૈયાર કરે છે. આ રિપોર્ટને આધારે એક દિવસ મહારાજને એક કાગળ મળે છે. મહારાજાને મન માનવતા હજી જીવે છે એનું જીવતું જાગતું ઉદાહરણ આ કાગળ હતો. આખા લીમડામાં એક ડાળ મીઠી તે આનું નામ, એ સાબીત થાય છે. આ માત્ર ઝૂંપડીઓ જ નહોતી; એમની ધીરજ, આત્મબળ અને સહનશીલતાની જીવંત ઈમારતો હતી.

મહારાજને લોક સેવાના કામાર્થે મૃત્યુનો અનેકવાર ભેટો થાય છે. મૃત્યુ કયારેક એમને ઘસાઈને ઉઝરડા પાડને સંતાઈ જતું તો વળી કયારેક વાઘણની સળગતી આંખોમાંથી ઘરકયું હતુ એ ય સાંભરે છે અને કયારેક વર્ષોથી નહીં મળેલા બાળપણના લંગોટિયા ભેરુની જેમ ઝાડ પાછળથી હાઉલકો કરતું દોડતું આવીને ઉમળકાથી એને બાથમાં લઈલે એમ પણ બને છે અને છેલ્લે માન્યા અને ગૌરીને બચાવે છે ત્યારે તો મૃત્યુ તેમને સ્પર્શીને દૂર ખસી જાય છે.

એક દિવસ વનિતા મહારાજ આગળ પોક મૂકીને રડે છે અને જમીન પર ઢગલો થઈ ઢળી પડે છે. થોડી વાર પછી ઉઠીને દૂર બેસે છેઃ "આંસુથી ભીના કદરૂપ ચહેરામાં લાલઘૂમ આંખો ચમકતી હતી. જાણે ચિતા પરથી મડું બેઠું થયું." (પૃઃ ૨૮૮) એવો ચહેરો વનિતાનો હતો. તે પતિને ઘોઘરા અવાજે કહે છે કે બધા વાતો કરે છે કે માધોસિંગ સાથે મારે આડો સબંધ છે. આ જાણી તે ખુબ દુઃખી થાય છે અને વલોપાત કરે છે. મહારાજ તેને આશ્વાસન આપતા કહે છેઃ "આપણામાં અહં કેટલું ભર્યું છે એ જોવા સારું આ ઘણના ઘા છે. આપણે ઝાકળનું ટીપું હોઈશું તો સૂરજના તાપમાં વરાળ બની ઊડી જઈશું, અને નવલખું મોતી નીવડશું તો ઝગમગતા રહીશું." (પૃઃ ૨૮૯)

મહારાજનું હૈયું આક્રંદ કરી ઊઠે છે અને કાનમાં તરફડતી વનિતાની વેદનાભરી ચીસો સંભળાય છે. તેમને હૃદયમાંથી એક અવાજ સંભળાય છેઃ " તારો અધિકાર માત્ર સપનાનાં વાવેતર કરવાનો. એમાંથી કયાં મહોરી ઊઠશે અને કયાં કરમાઈ જશે એ નકકી કરનારો તું કોણ ?" યજ્ઞની પવિત્ર વેદીમાં ઇંધણ હોમાય, એમ પ્રવજલી ઊઠતા અગ્નિની જેમ એ અવાજ એક તેજથંભ બની ઊંચે ઊઠતો ગયો અને આકાશના ગુંબજને છાઈ દીધો. તેમની છોળથી સઘળું જ ઝળાંહળાં થઈ ગયું. (પૃઃ ૨૯૧)

આ ક્ષણ મહારાજ માટે 'ગાંઠ છૂટયાની વેળા' બની રહે છે. સમાજના સાવ છેવાડે એક આખા સમૂહના જીવનની તરાહ બદલવા જંગલમાં વીસ વર્ષ સુધી સેવાની ધૂણી ધખાવી બેઠેલા ચુનીલાલ મહારાજના જીવનના આલેખની સાથે–સાથે આ કૃતિ મધ્યપ્રદેશના ઝાબુવા જિલ્લાના કઠ્ઠિવાડા પ્રદેશના આદિવાસી સમાજ– જીવનનો એક ડોકયુમેન્ટ – દસ્તાવેજ રજૂ કરતી સાચે જ" ગુજરાતી સાહિત્યમાં નવી દિશાનાં દ્વાર ખોલતી" બની રહે છે. લેખિકાને મન આ કથા એક આંતરશોધની યાત્રા બની રહે છે.

---

**ડૉ. શિવાંગી પંડ્યા, ૧૦૦૦/૧, સેક્ટર–૨/ડી, ગાંધીનગર–૩૮૨૦૦૨, મો.૯૪૨૭૦૨૬૯૭૯**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

## કાવ્યાસ્વાદઃ આત્માને ઈચ્છાનું વળગણ: અજિત મકવાણા

---

**આત્માને ઈચ્છાનું વળગણ**

ઢોલિયે
અમે અજાણ્યા ક્યાં લગ રે'શું?
કહો તમારા ઘરમાં?
કહો તમારા ઘરમાંથી વળી
તબો – તમાકુ પંડ ઊઠીને ક્યારે લેશું?
દખણાદી પરસાળ ઢોલિયો ઢળ્યો,
ક્યારનો પડ્યો પડ્યો હું
જતાં આવતાં ઘરનાં માણસ ભાળું,
બોલ તમારા સુણી માંહ્યથી
પાંપણ વાસી
અમો ખોલિયે દુવાર આડું!
જોઉં જોઉં તો બે જ મનેખે
લહ લહ ડોલ્યે જતો ડાયરો!
કોણ કસુંબા ઘોળે?
ઘૂંટે કોણ ઘેનનાં ફૂલ?
હથેલી માદક લહરી શી રવરવતી–
દિન થઈ ગ્યો શૂલ...
હમણાં હડી આવશે પ્હોર–
રાતના ઘોડા ગોરી,
સાગ ઢોલિયે પાંખ ફૂટશે,
કમાડ પર ચોડેલી ચકલી

સમણું થઈ ઘરમાં ફડફડશે.

જુઓ પણે પરસાળ સૂંઘતો ચાંદો.

અમને ઘડીવાર તો ગંધ ઊંઘની આલો,

આલો શ્વાસ તમારો ઓઢું, જંપું.

અંધકારથી પડખાંનો આ–વેગ

હવે તો બાંધો

ઢળ્યે ઢોલિયે...

– રાવજી પટેલ ('અંગત', પૃ. ૨)

પરિણીતાનો વિરહઘેલો પતિ સાસરામાં પહોંચ્યો હોય, ને સાસરે જમાઈને મળતી આગતા–સ્વાગતા વચ્ચે પોતાની પ્રિયતમા પત્નીને મળવાની ઝંખના ધખતી હોય તેવા નાયકની આંતર–વ્યથા–કથા કહેતી હોય તેવી આ કવિતા. પુરુષનું સાસરાનું ઘર – તેનું પોતાનું જ ઘર કહેવાય, પરંતુ એ પોતીકા ઘરમાંય જમાઈએ તો 'મહેમાન'ની જેમ જ રહેવું પડે છે અથવા રાખવામાં આવે છેઃ ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે. એ મર્યાદા છે અથવા દસમા ગ્રહની આમન્યા. જમાઈ ઘરનો સભ્ય ખરો પણ એણે સાસરીમાં જાતે ઊઠીને પાણીનો લોટોય ભરવાનો ન હોય. ધારો કે એમ કરે તો... લોકનિંદાનો ભોગ બનવું પડે એવો સંભવ ખરો! આવા વિરહી પતિને સાસરીમાં પોતાની પત્નીના મિલનની ઉત્કટ ઝંખના હોય, તારામૈત્રક રચાયા કરતું હોય, પણ મુલાકાત શક્ય ન બને. એટલે કવિ કહેઃ

'જતાં–આવતાં ઘરનાં માણસ ભાળું;'

નાયકે જોવાની ક્રિયા કરવાની છે. પરંતુ એનું આંતરમન તો પ્રિયતમાને ઝંખે–તલસે છે; એટલે એના કાન સરવા છે; કોલાહલ વચ્ચેય, અનેકની હર–ફર વચ્ચેય એણે તો પેલી ઝાંઝરીનો મધુર રવ સાંભળવો છે; પત્નીના બોલને સાંભળવો છે. ત્યાં–

'બોલ તમારા સુણી માંહ્યથી

પાંપણવાસી

અમો ખોલિયે દુવાર આડું.'

એમ કહી કવિ 'માંહ્યલી' વાત કરે છે. અંતરમાં પડઘાતા અવાજને અંતરથી ઝીલવાની વાત છે. પાંપણને રસ્તે – આંખોથી ઊતરીને હૃદયમાં સમાતી પ્રિયતમા માટેની આ પંક્તિ હૃદયસ્પર્શી પણ બને છે. અને ત્યાં અંતરમાં તો...

'...બે જ મનેખે

લહ લહ ડોલ્યે જતો ડાયરો!' છે.

ત્યાં આસપાસની કોઈ સૃષ્ટિ નથી; સજીવ–નિર્જીવ. ત્યાં તો બસ છેઃ પ્રિયા અને પ્રિયતમ. બધું હોવા થતાં બન્ને એકલાં છે. માત્ર બે જણનો સંવાદ – 'ડાયરો' શબ્દનો પ્રયોગ દ્વારા કવિએ તળગ્રામ્યપ્રદેશને જીવંત કર્યું છે.

પછી, શમણાંની વાત.

રાતના ઘોડા સાથે સરખાવી કવિએ ‘હમણાં હડી આવશે પ્હોર’ કહી આવનારા પ્રભાતની ચાડી ખાધી છે. વચ્ચે આખી રાત છે. રાત્રે શું થઈ શકે? કાં મિલન, કાં શમણું...

ને એટલે જ સાગ ઢોલિયે ‘પાંખ ફૂટશે’ –

અહીં પરીનો નિર્દેશ પણ જોઈ શકાય.

‘કમાડ પર ચોડેલી ચકલી

સમણું થઈ ઘરમાં ફડફડશે’

જેવી ઉત્તમ પંક્તિઓ આ કવિતાને એની ઊંચાઈએ લઈ જાય છેઃ પ્રતીકાત્મક રીતે કન્યાને ચકલી કલ્પી છે. એય પાછી કમાડ પર ચોડેલી. આપણી પરંપરામાં દીકરીને પારકું ધન ગણાય છે; એને આમેય ‘ઊડણ ચરકલડી’ કહી છે. એ ચકલી (દીકરી) પછી સ્મરણ રૂપે કે શમણાં રૂપે જ ઘરમાં ફડફડશે, એવો કરુણગર્ભ અર્થ નીપજી શકે.

કાવ્યનાયક મિલનની ઉત્કટ પળને માણવા આતુર–અધીરો બન્યો છે; કદાચ એટલે એની ઊંઘ વેરણ બની છે. પરંતુ એને ઊંઘની ગંધ લેવી છે. અહીં ઈન્દ્રિય વ્યત્યયના પ્રયોગ દ્વારા લાક્ષણિક રીતે બીજો અર્થ પણ નીપજે. પ્રિયામિલનની વેળા શ્વાસ–શ્વાસ એકાકારની ઈચ્છા કાવ્યનાયકને હોય ને એમ બને પછી જ; મિલનની ઈચ્છાપૂર્તિ પછી ગાઢ નિદ્રા આવે એવો કશો ભાવ આ પંક્તિઓમાં પ્રગટે છે.

રાવજી પટેલ લય હિલ્લોળનો કવિ છે. ગીત કવિતા જેવી આ કવિતા પ્રથમ દૃષ્ટિએ આવા વિરહી, પત્નીઘેલા નાયકની આંતર વ્યથા–કથા રજૂ કરતી કવિતા લાગે. પણ ના, આ આભાસી ભાવ છે. મને લાગે છે કે રાવજીએ જેમ ‘મારી આંખે કંકુના સૂરજ’માં આભાસી મૃત્યુની પળો આલેખી છે, કંઈક એવી જ પળો અહીં આ કાવ્યમાં પણ પ્રતિબિંબિત કરી છે. આવું કહેવાનું પ્રથમ નિમિત્ત તે,

‘દખણાદી પરસાળ ઢોલિયો ઢળ્યો,’

આ પંક્તિમાં મૃત્યુની શાશ્વતતા રજૂ થાય છે. જુઓ, કાવ્યનાયકનું મૃત્યુ થયું છે. હજી ઉત્તરક્રિયા બાકી છે. શબ – મડદું ઘરમાં પડ્યું છે. ક્યાં? તો– ‘દખણાદી’ કહી ઇંગિત આપે છે. અને મૃત્યુ પામેલો ‘માણસ’ એમ તો ક્યાંથી કહી શકે કેઃ આ ‘મારું ઘર’ છે; એ તો આ ‘તમારું ઘર’ એમ જ કલ્પી શકે. યાદ આવે છે હિન્દી ગીતઃ વો દુનિયા મોરે બાબુલ કા ઘર, યે દુનિયા સસુરાલ. વળી, મૃત્યુ પામેલી વ્યક્તિ જાતે ઊઠીને તો કશું કરી શકે નહીં! એની તો ‘મહેમાન’ જેવી જ આગતા–સ્વાગતા થાય.

આવો એક કાવ્યનાયક, મૃત્ય પામેલો અને આત્મા સ્વરૂપે બધું નિહાળતો નાયક, શું જુએ છેઃ

‘ક્યારનો પડ્યો પડ્યો હું

જતાં આવતાં ઘરનાં માણસ ભાળું,’

‘ઘરનાં માણસ’ પોતાના માણસને જોવાની ક્રિયા છે – (પોતાના તો હવે કઈ રીતે કહી શકાય, શરીર જયાં અશરીર છે!).

પછીની પંક્તિઓમાં આવતો ‘ડાયરો’ વધુ ધ્યાનાકર્ષક છેઃ

‘જોઉં જોઉં તો બે જ મનેખે

લહ લહ ડોલ્યે જતો ડાયરો!’

મૃત્યુ પછીની આપણી માન્યતાને આ પંક્તિઓ સાદ્યંત અનુસરે છે. જીવને લેવા કાં યમદૂત આવે, કાં યમરાજ પોતે. એટલે, એક એ અને બીજો, જીવ પોતે. જીવ જુએ છે ઘરનાં માણસોને, પરંતુ ડાયરો તો

આ બેનો જઃ આત્મા અને પરમાત્માનો. વળી, ઘેનનાં ફૂલ ઘૂંટાય છે એટલે 'કસુંબો' જેમ હથેળીમાં લઈ પિવાય તેમ મરેલા માણસની હથેળીમાં કસુંબો લેવાનો રવરવાટ છે. (આ બધી ઇચ્છા પેલા દૂર રહ્યે રહ્યે જોતા જીવની છે,).

'દિન થઈ ગ્યો શૂલ

હમણાં હડી આવશે પ્હોર

રાતના ઘોડા ગોરી,'

અંધકારના આગમનનો ને અજવાળાના ગમનનો, એટલે, જીવન–મૃત્યુના આવાગમનનો જ ઇશારો જણાય છે.

'સાગ ઢોલિયે પાંખ ફૂટશે'

અને

'કમાડ પર ચાડેલી ચકલી

સમણું થઈ ઘરમાં ફડફડશે.'

પંક્તિઓમાંય મૃત્યુગંધ છે. જીવને 'ચકલી' સાથે સરખાવવાથી આ ઇંગિત પણ આભાસી મૃત્યુની છાપવાળું તરત જ લાગે. મૃત્યુ પછી સ્મરણો ને શમણાં જ હોય... એવુંય કંઈક ખરું.

આત્માએ ઘડી–પહોરને જોયા છે એટલે 'ચાંદો'ય જુએ છે. અને પછીની કાવ્યની ઉત્તમ ગણી શકાય તેવી પંક્તિ. આત્માની ઇચ્છા; જે દરેક મનુષ્યની જિજીવિષા છેઃ મારે મરવું નથી – જીવવું છે,ની કવિ દ્વારા અભિવ્યક્તિ,

– આલો શ્વાસ તમારો –

તો એને ઓઢી લઉં; જીવી જાઉં; પણ ના, નિયતિ જુદી જ છે, એટલે,

'હવે તો બાંધો' કહી કવિ અટકે છે.

રાવજી પટેલ ક્ષયની પીડા ભોગવતા કવિજીવ હતા. એમણે એમની ઘણી કવિતામાં મૃત્યુના, દર્દના ભાવને વ્યક્ત કર્યો છે. 'આંખે કંકુના સૂરજ' એમની શિરમોર રચના ગણાઈ છે. પરંતુ આ રચનામાંયે આભાસી મૃત્યુની – બલકે મૃત્યુ પછીની તરતની ક્ષણોની આર્પૂતિ રજૂ થઈ છે.

---

**અજિત મકવાણા, પ્લોટ નં. ૬૬૨–૨, સેક્ટર–૧૩–એ, ગાંધીનગર, મો. ૯૩૭૪૬૦૬૫૫૪**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-1, Issue 4, Continuous Issue 4, July - August 2011

# જાત સાથે વાત (સામાને કહેવા) : સુમન શાહ

**1 February 2011**

હું હતો બાગના બાંકડે. સામે એક યુવતી. એના કાનમાં સેલફોનની ભૂંગળીઓ. એ બોલતી ન્હૉતી, સાંભળતી'તી. એના ચહેરા પર થોડીથોડી વારે બોરસલીના ફૂલ જેટલું સ્મિત ફરકે. બોરસલી માટે 'ફૂલ'થી પણ નાનો કોઇ નાજુક શબ્દ જોઇએ. આ ભારે પડે છે. પણ, હાલ તો નથી. બાગના એક ખૂણાના ઝાડીઝાખરાં આગળ પડછાયાદાર એકાન્ત કેમકે ત્યાં કોઇ યુવક-યુવતી એકમેકની હથેળીઓ ભેગી રાખીને બેઠેલાં. જીવનઅમીરસનું પાન, આસ્વાદ ? ના, એ માટેની રીત એ નથી. થયું, એ બન્ને જણાં પ્રાર્થના કરે છે. કેમકે ચારેય આંખો બન્ધ હતી. બાગનો ઝાડુવાળો કામદાર કિનારાનો વૉકિન્ગ ટ્રૅક વાળતો'તો. ઝાડુ ટૂંકું. મારાથી બોલાઇ ગયું : ઝાડુ મોટું લાંબું આવે છે એ રાખતા હો તો...?...કમર ઓછી વાળવી પડે ને રાતે પછી દુખે ના...તો ક્હે : થોડી થોડી વારે બેસી લઉં છું સાએબ, ને રાતે તો ઘરવાળી દાબ્યા'લે છે; આજે સાએબ, કેમ હવાર-હવારમાં ? હું અચરજ પામતાં બોલ્યો, એમ જ. મને થયું, આ તો મને કે દિ'નો ઓળખતો છે ! થયું, અમારી વચ્ચે ન દેખાતો એક સામાજિક તાંતણો છે, પણ એનું મને નામ નથી ખબર. હું મને નથી જણાવી શક્યો કે પેલીને એવું તે કેવુંક સાંભળવા મળતું હશે કે ચહેરા પર ફૂલ ફરકતાં'તાં. હું મને નથી કલ્પાવી શક્યો કે પ્રભુને પેલાં બે શું ક્હેતાં હશે કે હથેળીઓ જોડી દીધેલી. આવી તો સેંકડો ચીજો છે, જેની કશી જાણ મને કદી થતી નથી...

સાહિત્યસંસારમાં પણ ઘણું એવું અદૃશ્ય અશ્રાવ્ય અકલ્પ્ય છે જેની મને જાણ કદી થતી નથી. મારા મિત્ર ગંભીરસિંહ ગોહિલે મને એક પુસ્તક મોકલ્યું છે. સો વર્ષ પર થઇ ગયેલા મણીભાઇ તન્ત્રી નામના એક નવલકથા-વિવેચકની એથી, હમણાં મને ભાળ મળી છે. અમુક વિદ્વાનો કે સાહિત્યનો ઇતિહાસ લખનારાઓ મણીભાઇથી વાકેફ હોય તો તેની પણ મને જાણ નથી. પુસ્તકનું નામ છે, 'ગુજરાતી નવલકથાનું સાહિત્ય.' હા, એ શીર્ષક છે, શીર્ષક પૂરું થાય છે ત્યાં, મેં મૂક્યું છે તે પૂર્ણવિરામ પણ છે ! લેખક છે, મણીભાઇ તંત્રી. હા, એમના નામની એ જ જોડણી છે ને હા, ત્યાં પણ પૂર્ણવિરામ છે. મણીભાઇ પોતાને, 'લખનાર.' --કહે છે અને 'મણીભાઇ નારણજી તંત્રી. બી.એ.' --એમ ફોડ પાડે છે. 'પ્રસ્તાવના.' --લખી છે, જેમાં 'રાજમહેલ રોડ, વડોદરા.' --એમ 'શિરનામું' આપ્યું છે. 'આશ્વિન શુદ ૨, સં. ૧૯૬૭. તા. ૨૫ સપ્ટેમ્બર સન ૧૯૧૧.' --એમ પ્રકાશન-સાલ આપી છે. 'અર્પણપત્ર.' --છે. 'મર્હુમ કીકાભાઇ નાગરજી દેસાઇ. એમ.એ.'--ને અર્પણ કર્યું છે. મણીભાઇ જણાવે છે તેમ આ 'વિવેચનગ્રંથ' છે --'કીમ્મત બે રૂપીઆ.' 'શુદ્ધિપત્ર.' --સહિતનાં ૨૩૫ પાનાંના આ 'વિવેચનગ્રંથ' વિશે ક્યારેક મારે વિસ્તારથી લખવું છે. આ પુસ્તક મને મોકલવા બદલ હું ગંભીરસિંહભાઇનો ખૂબ ખૂબ આભારી છું. મણીભાઇનું નામ મેં આપણી સાહિત્યિક ચર્ચાઓમાં પણ લેવાતું જાણ્યું નથી. જોકે મને એમ છે કે આ દ્વારા એમના વારસદારોને મળાય તો સારું. અમે વડોદરા વડોદરાવાળા નહીં --? વળી, વિવેચક વિવેચક નહીં --? અરે, પાછા નવલકથા નવલકથાના ! !

મણીભાઇની એ વિશેષતા મને ગમી કે તેઓ વાતે વાતે પૂર્ણવિરામ મૂકે છે. વાચકને કે જાતને કહેવા માગતા હશે કે આટલું તો ચૉક્કસ છે, હાં. કેટલી સારી વાત ! હાલ તો એમની 'પ્રસ્તાવના.' --માંથી થોડીક વાતો કરું : જબરી વાતો છે. તેમાં, મને અતિ નોંધપાત્ર લાગતા શબ્દગુચ્છોને મેં ઇટાલિક્સમાં ફેરવ્યા છે. કહે છે : 'આ પ્રકારનું પુસ્તક ગુજરાતમાં *પહેલીજવાર* પ્રકટ થાય છે, સાહિત્યનો ઇતિહાસ લખવાની જરૂર છે અને તેમાં નવલકથાનાં *વૃધ્ધિ અને ઉપયોગ એટલાં બધાં વધી ગયાં છે કે* તેનું અવલોકન *નિરુપયોગી ગણાશે એમ હું ધારતો નથી.* અમુક *પરિમાણે* આ પુસ્તક ઇતિહાસની જરૂર પુરી પાડશે એવી આશા છે.' સાહિત્યનો ઇતિહાસ, નવલકથાનાં વૃધ્ધિ અને ઉપયોગ, તથા વિવેચક તરીકેની આત્મશ્રધ્ધા --મણીભાઇની આ ત્રણેય વસ્તુઓ મને ખૂબ ગમી. બીજાં પણ ઘણાં નોંધપાત્ર વિધાનો કર્યાં છે. જુઓ --

1. 'કોઇ પણ લેખન *અન્યસાપેક્ષક ધોરણે* થવું જોઇએ એમ લાગવાથી, બીજી નવલકથાઓ સાથે, ગુજરાતી નવલકથાની તુલના *પ્રસંગોપાત્ત* કરવામાં આવી છે.'
2. 'એકાદ પણ *લક્ષ્ય નવલકથાની* નોંધ ન લેવી એ કદાચ અસભ્ય ગણાય, પરંતુ જે પ્રકારના સાહિત્યના *પાંચસો* ઉપર પુસ્તકો છે તે પ્રકારના *દરેકની* નોંધ લેવી અશક્ય છે અને આ પુસ્તકના પ્રયોજન માટે તો તે *અનાવશ્યક* છે એમ જણાઇ આવવું *મુશ્કિલ* નથી.'
3. *સિધ્ધાંતોની ચર્ચામાં* વિષયનું સંપૂર્ણ નિયમન કરવાથી, *અસાધારણ શબ્દસમૂહને લીધે*, વાક્યોની રચના *ક્લિષ્ટ જેવી થઇ* જાય છે, પરંતુ તેવી ક્લિષ્ટતા, *કોઇ પણ ભાષામાં અનિવાર્ય* હોવાથી, આ પુસ્તકમાં *મળી આવે* તો તેમાં આશ્ચર્ય નથી.
4. 'કોઇ પણ ભાગમાં *પક્ષપાતબુધ્ધિથી* વિવેચન કર્યું નથી એમ કહેવાની *ખાસ જરૂર* નથી, તોપણ વિષય એવો છે કે કોઇને *કદાચ એવી શંકા ઉત્પન્ન થાય* અને તેથી *તેવી માન્યતા દૂર કરવા* વિનંતિ છે.'
5. લેખકો વિદ્યમાન હોય ત્યારે *જોઇએ તેટલી છુટથી* વિવેચન કરવામાં ટીકાકારને કોઇ વખત *નાહક્ક જોખમ વ્હોરવું પડે છે*; પરંતુ હું એમ માનું છું કે વિવેચનના ક્ષેત્રમાં, આવો ભાવ અસ્થાને છે અન તેવો બનાવ તિરસ્કૃત છે.' (આના અનુસન્ધાને મણીભાઇએ 'આર્ટ ઑફ લીટરેચર'માંથી શોપનહોઅરનું વિધાન પણ ગુજરાતીમાં ટાંક્યું છે).
6. બહુધા *સૂક્ષ્મ દોષોનું* વિવેચન કરવામાં આવ્યું નથી. *અનધિકૃત* શબ્દો અને શબ્દપ્રયોગો જ્યારે *અતિશય કંટાળો આપે એવા જણાયા છે ત્યારેજ* તે વિષે વિવેચન કરવામાં આવ્યું છે; અને એ *પરિમાણે* આ પુસ્તકમાં *ઉદારવૃત્તિ યા સંકોચવૃત્તિનું* જે પરિમાણ નીકળી આવે તેની *કદર* થશે એમ હું માનું છું.'
7. *અનુભવવિનાના* વાચકને મારા અભિપ્રાયો *કેવળ નવીન* ન લાગે એટલા ખાતર; *સાથે સાથે*, *યુરોપીય* લેખકોના અભિપ્રાયો આપવામાં આવ્યા છે.'
8. 'વિવેચન એ એક શાસ્ત્ર નથી. શાસ્ત્રના નિયમોની *એના પ્રયોગમાં સહાય* લેવામાં આવે.'
9. 'સત્યાસત્યના *વિભાવનને* નિષ્પક્ષપાત બુધ્ધિથી *પ્રતીત* કરવું, સાહિત્યના ગુણદોષનું વિવેચન *જનસમાજમાં ઠસાવવું* અને પ્રચલિત અભિપ્રાયોનું *જરૂર પૂરતું* ખંડન યા મંડન કરવું –*એવડો વિવેચનહેતુ* છે.'
10. 'આ બધું લખવાની *જરૂર* એટલા માટે છે કે વિવેચનનો *હેતુ માલૂમ* હોવા છતાં – લેખકો જ્યારે ગમે તેટલા પરિમાણે *સજ્જાયુક્ત અને નમ્ર* હોય ત્યારે ટીકાકારને *જબરદસ્તીથી પ્રોત્સાહકવૃત્તિ* ધારણ કરવી પડે છે, અને લેખકો *સજ્જાહીન* હોવા છતાં, *નિર્માલ્ય* પુસ્તકોને *સાહિત્યના રત્નો* ગણી લેવાનું સૂચવે ત્યારે *અસ્પષ્ટ* રીતે ટીકાકારને *સંપૂર્ણ કસોટી* કરવાનું સૂચવે છે.'

‘પરિમાણ’ મણીભાઈનો પ્રિય શબ્દ લાગે છે. પુસ્તકનાં ૮૦ જેટલાં પૃષ્ઠ એમણે સાહિત્ય અને નવલકથા પરત્વેની સિધ્ધાન્તચર્ચામાં અને ‘સિંહાવલોકન’ શીર્ષકથી નવલકથાની ઉત્પત્તિ દર્શાવવા વગેરેમાં ખરચ્યાં છે. જ્યારે બાકીનાં પૃષ્ઠમાં ‘કરણઘેલો’ અને ‘સરસ્વતીચંદ્ર’ સહિત અનેક એવી નવલકથાઓની વિવેચના કરી છે, જે આજે તો નામશેષ પણ નથી રહી. ‘શબ્દકોષ.’, ‘નિર્દેશિકા.’, ‘વાંચવા લાયક નવલકથાઓનાં નામ.’ અને ‘શુધ્ધિપત્ર.’--થી પુસ્તકને અધ્યયનપૂત પણ દર્શાવ્યું છે. ૪ પુસ્તકો માટે એક આ જાહેરાત પણ મૂકી છે કે ‘પૂરતાં ગ્રાહકો મળશે તો, પ્રસિધ્ધ થશે.’ એ સઘળી વાત માંડીને ક્યારેક.

મારું પુસ્તક ‘આધુનિક ગુજરાતી કવિતા અને સર્જકચેતના’ વેચાઇ ચૂક્યું હોવાથી મળતું નથી. પ્રકાશક પાસે કે મારી પાસે એની એક પણ નકલ બચી નથી. ઘણાને પૂછ્યું પણ કંઇ થયું નહીં. પણ પરમ મિત્ર લાભશંકર ઠાકરે પોતાની પાસેની નકલની ઝેરોક્ષ કોપી કરાવીને મને મેઇલ કરી. હવે છપાશે. મને થાય એ એમ અપ્રાપ્ય જ રહ્યું હોત તો કેવું સારું ! કેમકે મણીલાલની જેમ મને પણ કોઇ સુમન શાહ વડે ઓળખાવાના ઑરતા છે...પણ એવા ઑરતા જીવતે જીવ કેમ છે, એ પ્રશ્ન ખરો...

---

**ડો. સુમન શાહ, જી । 730 શબરી ટાવર, વસ્ત્રાપુર અમદાવાદ–380015 ફોન– 079–26749635. મેઈલ આઈ.ડી. suman_g_shah@yahoo.com**